∴ રસદાયક નવલકથા ∴

# દુઃખી સરલા



પ્રકાશક :

**સાકરલાલ બુલાખીદાસ બુકસેલર.**

ઠે. રીચીરોડ, બાલાહનુમાન, અમદાવાદ.



આવૃત્તિ ૧ લી ∴ પ્રત ૨૦૦૦

સંવત ૧૯૮૪ ∴ સને ૧૯૨૮

કીંમત ૦-૮-૦



# દુઃખી સરલા

## પ્રકરણ ૧ લું



"કીશોરીનું ગુમ થવું અને રાયમલનું રત્નનગર જવું."

કિશોરી ! કિશોરી ! મારી ઉપર તારો ઘણોજ ઉપકાર થયો છે. ત્હેં મારો પ્રાણ બચાવ્યો છે. ખરેખર ! તું પૂર્વ જન્મની પ્રીત દેવી છે. ત્હેં એક મોટામાં મોટું દયાનું કામ કરી તારા જીવનનું સાર્થક કર્યું છે. રાયમલે એક વૃક્ષ નીચે બેસતાં કહ્યું.

" એમાં મ્હેં કંઇ પણ કર્યું નથી. કર્તા હર્તા તો નારાયણ છે કિશોરીએ જવાબ આપ્યો.

મધ્યરાત્રિ થઇ હતી. જંગલમાં ઘોર અંધકાર વ્યાપેલો હતો. કિશોરી અને રાયમલ એક વૃક્ષ નીચે બેસી વાતો કરતાં હતાં. ઘણી વાર ગઇ ગુજરી વાતો કરી એક બીજાની વાતોથી જાણીતાં થઇ કિશોરીએ પૂછ્યું–હવે આપણે શું કરવું ?

" પુત્રી ! પ્રાત:કાળ થશે એટલે આપણે રત્નનગર જઇશું અને ત્યાંથી સૈન્ય સાથે આવી પાપીનો નાશ કરી સરલાનો ઉદ્ધાર કરીશું.'

" મારો પણ એજ વિચાર છે. રાયમલજી ! હવે આ અનાથ બાળાના પિતા આપજ છો.'

" મારી સરલા સમાન તું મારી બીજી પુત્રી છે બેટા ! પ્રાણ હશે ત્યાં સુધી હું તારૂં રક્ષણ કરીશ. મનમાં ઓછું આણીશ નહીં હાં ?'

" બાપુ ! અહિંથી થોડેક દુર એક પર્ણકુટી બાંધેલી છે, ત્યાં કુન્જવિહારી નામના દયાળુ પુરૂષ સત્યવત નામના માણસ સાથે નિવાસ કરે છે કે જેઓ સરોજને છોડાવવામાં ફાવ્યા છે,'

" શું સરોજકુમાર મૂક્ત થઇ ગયા છે ? અને શું તેને છોડાવનાર કુન્જવિહારી છે ?'

" હા બાપુ !'

" ઓ ઇશ્વરા !! તમારો અમારી ઉપર કેટલો બધો ઉપકાર થયો છે ! હા; આજે મારામાં નવું જીવન આવ્યું છે અને સરોજના સમાચારથી બમણું બમણું વધ્યું છે.' આમ બોલી રાયમલે થોડીવાર આંખ્યો બંધ કરી પ્રભુનું ધ્યાન ધર્યું.

" બાપુ ! આપણે ત્યાં જઇશું ?' પુન: કિશોરીએ પૂછ્યું.

" હા ચાલો.' કહી રાયમલ ઉભો થયો બન્ને જણા થોડી વારમાં પર્ણકુટી આગળ આવી પહોંચ્યા. બન્નેનાં હૃદયસ્નેહીજનોને મળવાને અધિરાં થઇ રહ્યાં હતાં. પણ પ્રભુની લીલાજ ન્યારીજ છે. પર્ણકુટિમાં જોતાં જણાયું કે ત્યાં કોઇ નથી. રાયમલે બે ચાર બુમો મારી, પણ કોઇ બોલ્યું નહિ તેઓ અહિંથી ચાલ્યા ગયા હશે અને મારા ધારવા મુજબ રત્નનગર ગયા હશે આપણે સવારે ત્યાં જઇશું; ને જો તેઓ ત્યાં હશે તો મળીશું ' કહી રાયમલ ત્યાંજ રાત્રિ ગુજારવાનો નિશ્ચય કરી નીચે બેઠો તેને પાણીની તરસ બહુ લાગી હતી.

જ્યાં સુધી તરસ સહન કરી શકાઇ ત્યાં સુધી રાયમલ કંઇ બોલ્યો નહિ પણ આખરે તેણે પૂછ્યું–કીશોરી ! આટલામાં કંઇ પાણી–બાણીનો ઝરો હશે કે ? મને ઘણીજ તરસ લાગી ને. મારો કંઠ સુકાઇ ગયો છે.

" બાપુ ! આટલામાં કોઇ ઝરો તો નથી, પણ અહિંથી એક ખેતરવા દૂર એક વાવ છે ત્યાં જઇએ તો પાણી મળે. '

" ચાલો આપણે ત્યાં જઇએ, કારણ કે તરસ હવે સહન કરી શકાતી નથી. , કહી રાયમલ ઉભો થયો. બન્ને જણા કાળી રાતે વિકટ ઝાડીમાં થઇને ચાલવા લાગ્યાં. રસ્તામાં હિંસક પ્રાણીઓ તેમને જોઇ આમ તેમ દોડતાં હતાં. ભયંકર ભુજંગો ફુંફવાડા મારતા માણસના પગરવથી આડા અવળા નાશી જતા હતા. આગળ રાય-મલ ને પાછળ કિશોરી એવી રીતે ચાલતાં બન્ને જણાં વાવ તરફ જવા લાગ્યાં. ચાલતાં ચાલતાં બન્ને જણા વિચારમાં મશગુલ હતાં, કોઇ કોઇની સાથે બોલતાં ન હતાં એવી રીતે વિચારમાં આગળ જતાં બે માર્ગ આયા રાયમલ વિચારમાંને વિચારમાં પાછુ વાળીને જોયા સિવાય ઝડપથી પગલાં ઉપાડતો આગળ ચાલતો હતો. કિશોરી કુન્જના વિચારમાં તેનાથી થોડીક પાછળ ચાલતી હતી. રાયમલ વાવના રસ્તે ચાલ્યો જતો હતો, પણ વિચારમાં ચાલતી કિશોરી દૈવ ઇચ્છાએ માર્ગ ભૂલી અને અંધારાના કારણે બીજા રસ્તે ચઢી ગઇ. પોતે કયા રસ્તે ચાલે છે તેનું ભાન તેને નહોતું.

આગળ ચાલતો રાયમલ થોડીવારમાં વાવ આગળ આવી પહોંચ્યો. તરશના કષ્ટથી પીડાતો તે પાછું જોયા સિવાય વાવમાં ઉતર્યો, ને પાણી પી તરસ મટાડી બહાર આવી કિશોરીને જોવા લાગ્યો. તારાઓના ઝાંખા પ્રકાશમાં તેને કિશોરી જણાઇ નહિ. તેણે કિશોરી ! કિશોરી ! કહી બે ચાર ઘાંટા પાડયા. પણ કિશોરી ક્યાંથી બોલે ? વૃદ્ધ રાયમલ ગભરાયો, અને આવેલે રસ્તે થોડેક દૂર પાછે

જઇ આવ્યો પણ કિશોરીનો મેળાપ થયો નહિ. અરેરે! તે ક્યાં ગઇ હશે?! શું ભુલી પડી હશે? આમ તર્ક વિતર્ક કરતો રાયમલ વાવ પાસે આવી બેસી રહ્યો. કિશોરીના વિચારમાં આખરે પ્રાતઃકાળ થયો. રાયમલે દૈવ ઇચ્છા બળવાન કહી હાથ મ્હોં ધોઇ વાવમાં સ્નાન કરી સૂર્ય ભગવાનને પ્રણામ કર્યા. બાદ ત્યાંથી તેણે રત્નનગર તરફ પ્રયાણ કર્યું.

રત્નનગર ત્યાંથી દૂર નહિ હોવાથી રાયમલ દશેક વાગે નગરમાં આવી પહોંચ્યો. તેના હાલહવાલ થઇ ગયા હતા. શરીર ઉપર પૂરતાં વસ્ત્ર પણ રહ્યાં નહોતાં. એ સમયે મહારાજ ચંદ્રશેખર દરબારમાં બેસી સરદારો સાથે બનેલા બનાવનો શોક કરતા હતા. તેજ સમયે દ્વાર રક્ષકે આવી, પ્રધાનના આવ્યાના સમાચાર જણાવ્યા.

રાજા આનંદના આવેશથી આસનપરથી ઉઠયા, અને દ્વારમાંજ પ્રધાનને ભેટી પડયા. દુઃખથી દુર્બળ બનેલા પ્રધાનને સભામાં લાવી સ્વસ્થ કરી વસ્ત્ર બદલાવી શાન્ત કર્યો. રાજાને જોતાં પ્રધાન મોટેથી રડી પડયો. રાજાએ આશ્વાસન આપી તેનું મન શાન્ત કર્યું. ત્યારપછી પ્રધાને રાજાને સર્વ વાત જણાવી. અને વાતને અંતે સરોજ અહિં આવ્યો છે કે નહિ એમ પૂછ્યું.

રાજાએ ના કહી. કૃષ્ણલાલનાં ભયંકર કાળાં કર્મ સાંભળી રાજાને અત્યંત ક્રોધ ચઢયો, અને તેથી તેમણે તે પાપીના નામ નિશાનનો નાશ કરવા, તેમજ સરલાને બચાવવા સૈન્યની તૈયારી કરવાનું સેનાપતિને સૂચવ્યું, સરદારોની સલાહ લઇ ત્રીજે દિવસે સૈન્ય સાથે જવાનું નિર્માણ થયું. બાદ સભા વિસર્જન કરવામાં આવી. રાજા પ્રધાનનો

હાથ પકડી મહેલમાં ચાલ્યા ગયા.

વાંચકો! ચાલો આપણે ભૂલી પડેલી કિશોરીને જોઇએ કે તે ક્યાં ગઇ!

કુન્જના વિચારમાં તલ્લિન થયેલી બાળા ઘણું ચાલવાથી આખરે થાકી ગઇ. જો કે તેનો આત્મા એ સમયે કુન્જમય બની ગયો હતો પણ તેનું શરીર પડેલા દુઃખથી અને આજના પરિશ્રમથી અશ્રાન્ત બની ગયું હતું. તેના પગમાં અનેક કાંટા વાગ્યા હતા. રસ્તામાં ઉગેલાં કંટક વૃક્ષોથી તેનાં વસ્ત્રો ફાટયાં હતાં. પણ વ્હાલાના વિચારમાં તે બાળાને ભાન નહોતું. એવી રીતે ચાલતાં જ્યારે પ્રાતઃકાળ થયો; ને જગત્ પર પ્રકાશ છવાયો ત્યારે કિશોરીને ભાન આવ્યું. તે આસપાસ જોઇ બોલી ઉઠી:—અરે! હું ક્યાં આવી? રાયમલ ક્યાં ગયા!

હા, ભાગ્યદેવી! તને પણ ધન્ય છે. તું મને એકલી રાખવાને રાજી હોય એમ જણાય છે. મનમાં ધાર્યું કે હવે સુખી થઇશું, પણ વિધાતાએ નિર્માણ કર્યું કે આને હજી રખડાવવી. હા, કુન્જ! વ્હાલા કુન્જ! તું ક્યાં હોઇશ? વ્હાલા! વનમાં ભૂલી ભમતી આ ત્હારી ભામિનીની દયાજનક સ્થિતિ તો એકવાર નિહાળ! કુન્જ! મારા હૃદયના શાન્તિ કુન્જ! તું કયાં છે? હું તને શોધું છું? બોલ, વ્હાલા બોલ! તારા મીઠડા બોલો સાંભળવા હું આતુર થઇ રહી છું, જંગલમાં ફરતી હું તને પોકારૂં છું. વ્હાલા! આ અનાથનીના નાથ થયેલા કુન્જ! આવ, આવ, અને દુષ્ટ વિધાતાના દુઃખી લેખથી મને બચાવ. આમ બોલતી કિશોરી ભાન ભૂલવા લાગી. ઉન્માદ વાયુએ

તેનામાં પ્રવેશ કર્યો હોય એમ જણાવા લાગ્યું. તે ખડખડ હસવા લાગી, વળી પાછી રડવા લાગી, અંતે બન્નેનો ત્યાગ કરી તે બોલી ઉઠી:–બસ, રીબાવ, સતાવ! વિધાતા તારાથી થાય એટલું કરી લે, હું તારાથી બ્હીતી નથી. હું તારા દુઃખી સંસ્કારો સહન કરવાને તૈયાર છું; પણ યાદ રાખજે કે જંગલે જંગલ ફરીશ પહાડોનાં શિખરો ચઢીશ ને તારી આંખ્યોમાં ધુળ નાખી પ્રભુ કૃપાએ મારા વ્હાલાને મળીશ. આમ બોલતી કિશોરી ત્યાંથી દોડવા લાગી. ઘડીક-માં દોડતી, તો ઘડીકમાં ઉભી રહેતી બાળ ચાલતાં ચાલતાં વૃક્ષ પર ઉગેલાં ફળ ખાતી, તો થોડાંક ફેંકી દેતી આગળ ચાલી જતી હતી. છેવટે તે અઘોર જંગલમાં એક નદી કિનારે આવી ત્યાં પડેલા પત્થર પર સુતી. સૂતાં વારજ દુઃખી બાળા નિદ્રાને શરણ થઇ ગઇ.

---

## પ્રકરણ ૨ જું.

---

### "દંપતિ મિલન."

---

જે સતી બાળા નિરંતર તેના સ્વામીનુંજ ધ્યાન ધરે છે; અને તેની મન વચનને કર્મથી સેવા કરવા ઇચ્છે છે, તેમજ દુઃખમાં પણ તેને પૂજે છે. તેને પ્રભુ ભજવાની શી જરૂર છે? સતીને પતિ એજ પ્રભુ છે. સ્ત્રીને સંસારમાંથી તારી અક્ષય ધામમાં લઇ જનારી પતિની સેવાજ છે.

× × × ×

નંદનવનના આનંદકારક સ્થાનમાં અનેક પ્રકારનાં રંગબેરંગી પુષ્પોનાં વૃક્ષો ખીલી રહ્યાં હતાં, આવા રમણિય સ્થાનનું નામ ભીલ દેવીએ શાન્તિકુન્જ પાડ્યું હતું. પ્રાતઃકાળ થઈ ગયો હતો. ભીલદેવી નિત્યકર્મથી મુકત થઇ આઠ ભીલસરદારો સાથે ત્યાં બેઠાં હતાં. ભીલ-દેવીના પ્રતાપથી જ્ઞાની બનેલો જ્ઞાનચંદ્ર પણ દેવીની સામે નમ્ર વદને બેઠેલો હતો. તેનો ઘા રૂઝાઇ ગયો હતો, તેના શરીરે હવે કોઇ જા-તનો વ્યાધી રહ્યો નહોતો, પૂર્વ કર્મને યાદ કરી જ્ઞાનચંદ્ર હવે ઘણો પ-સ્તાઇ મનમાં દુઃખી થતો હતો. તેથી ભીલદેવીએ કોમળ નજરે જ્ઞાનચંદ્ર સામે જોઈ કહ્યું:-જ્ઞાનચંદ્ર! તારા હૃદયમાં થતી પશ્ચાતાપની વ્યથાને હવે દૂર કર. ગત કર્મોને યાદ કરી મનને કષ્ટ આપવું નકામું છે."જે માણસ અંતઃકરણથી પાપનો પસ્તાવો કરી નીતિને રસ્તે ચઢે છે, તેને તેના પાપની ઇશ્વર અવશ્ય ક્ષમા આપે છે." જ્ઞાનચંદ્ર! સઘળી વાત ભુલી જા અને મને જણાવ કે તું તે દુષ્ટના મંડળમાં શી રીતે જોડાયો હતો? તથા તું કોણ! તારાં માતા પિતા કોણ? વગેરે સર્વ સત્ય હકીકત મને જણાવ?

"માતા! હું એક મહાન પાપી છું. મારાં પાપની સીમા નથી. દેવી! ઘણાં વર્ષ ઉપર મારા પિતા અમને લઇને યાત્રાએ નીકળ્યા હતા. મારી ઉમ્મર દશ વર્ષની હતી. તે સમયે જ એ દુષ્ટ કૃષ્ણલાલે મારા પિતાને લુંટી લઇ મારી નાખ્યા. તે મને સાથે લઇ ગયો ને આજ પર્યંત હું તેની પાસે રહી મોટો થયો. દેવી! પિતાને મારી નાખનારને બદલો આપ્યા વિના હું તેને જ આશ્રયે રહી આ પાપી

પેટ ભરવા લાગ્યો. હાય! હું પિતૃ ઋણી રહ્યો." કહી જ્ઞાનચંદ્ર કલ્પાંત કરવા લાગ્યો. દેવીએ તેને અનેક પ્રકારે ઉપદેશ આપી શાન્ત કર્યો. ત્યાર બાદ પ્રથમ કામુદિનીએ જણાવેલી તમામ વાત જ્ઞાનચંદ્રે ભીલદેવીને કહી સંભળાવી.

"જ્ઞાનચંદ્ર! વારૂ એતો જણાવ કે તારૂં લગ્ન થયું છે કે નહિ!" પુનઃ દેવીએ પૂછ્યું.

"માતા! મારૂં લગ્ન બાલ્યકાળમાં જ થયું હતું. પ્રભુ જાણે કે તે નિર્દોષ બાળાનું હાલ શું થયું હશે? અરેરે! તેની પર કેટલીએ વિપતિયો પડી હશે? હાય! તે નિર્દોષ બાળા સંસારમાં આવતાં જ આ પાપીને પનારે પડી દુઃખી થઇ. હરી, હરી, મને આવી કુબુદ્ધિ ક્યાંથી સુઝી? મા! શું હવે એવો દિવસ નહિ આવે કે હું તે દુઃખી બાળાને ફરીથી જોઇ શકું? હા, હું ફક્ત એકજવાર મારા નિવાસ સ્થાનની તરફ ખબર કાઢવા ગયો હતો, પણ ત્યાં મારૂં કોઇ સંબંધી જણાયું નહિ. હા, વિધાતા! મને શામાટે આ સંસારમાં જન્મ આપ્યો? કદાપિ જન્મ આપ્યો તો શા માટે આવાં દુષ્કર્મો કરવાને પ્રેર્યો? હા! ભયંકર પાપ કર્મોમાં ઉપસ્થત થતાં આ પ્રાણનો વિનાશ કેમ ન થયો કે જેથી હું જીવતો રહ્યો? પ્રભો! પ્રભો! હવે હું શું કરૂં?" જ્ઞાનચંદ્ર અત્યંત શોક કરવા લાગ્યો.

"જ્ઞાનચંદ્ર! નકામો શોક શામાટે કરે છે? શાન્ત થા." દેવીએ કહ્યું.

"માતા! શાન્ત શી રીતે થાઉં? આ ઘોર ઘાતકી, પાતકી ને હાથે અનેક નિરપરાધી જનોના પ્રાણ ગયા છે. ગરીબોના કલ્પાંત

સાથે તેમના ધન ભંડાર લુંટાયા છે. પ્રભુ ! મને ક્ષમા કરો. માતા ! તમે આ નારકી જીવનો ઉદ્ધાર કર્યો છે. તમારી કૃપાથી અજ્ઞાનનો અંધકાર દૂર થઇ આ જ્ઞાનચંદ્રમાં જ્ઞાનનો દિપક પ્રકટ થયો છે. માતા ! કહો, કહો, કે આ ઘોર ઘાતકીના પાપની પ્રભુ ક્ષમા આપશે કે નહિ ?"

"પ્રભુ તને તારાં પાપની ક્ષમા આપશે. જ્ઞાનચંદ્ર ! એ તો જણાવ કે તારી ધર્મપત્નીનું શું નામ હતું ?"

"માતા ! જે પવિત્ર બાળાના નામ માત્રથી જ પાવન થવાય, અને પ્રભાતમાં તેનાં મુખના દર્શન માત્રથી આનંદ થાય, એવું તેનું નિર્દોષ મુખ હતું. તે પવિત પ્રેમદાનું નામ, કૌમુદિની હતું."

આ સમયે જ શાન્તિ કુંજના એક એકાન્ત ભાગમાંથી કોઇના મધુર કંઠમાંથી નીકળતું ગાન સંભળાયું. ગાનના મીઠા સુરથી સર્વ શાન્ત થયાં, અને ત્યાંથી ઉભાં થઇ તે તરફ જઇ ગાનાર ન જાણે એમ ઉભાં રહી જોવા લાગ્યાં. તો ત્યાં આગળ કૌમુદિની મીઠા સુરથી ગાતી ગાનમાં ગુલતાન થઇ રહી હતી. તેની પાસે દશેક ભીલ બાળાઓ ઉભી હતી. વૃક્ષને થડે બાંધેલા દોર ઉપર કૌમુદિની બેઠી હતી. અને ભીલ બાળાઓ તેને હિંચકા નાખતી હતી, હિંચકાના વેગથી તેના લાંબા વાળ પવનમાં ઉડી રહ્યા હતા. જેમ જેમ હિંચકો વધારે ચાલતો ગયો તેમ તેમ કૌમુદિનીનો કંઠ ખીલતો ગયો. ભીલ-દેવી તો હોઠે આંગળી મૂકી સ્તબ્ધ થઇને જોઇ જ રહ્યાં. જ્ઞાનચંદ્ર જ્ઞાન હિન્ થઇ, ઉર્વશી મેનકાનું પણ ભાન ભૂલાવે એવી કૌમુદિનીનું મોહક રૂપ જોઇ કેવળ જડવત્ થઇ ઉભો રહ્યો. કૌમુદિનીના કોમળ

કંઠમાંથી નીકળતું મધુરૂં મંજુલ ગાન હવાની સાથે મળી શાન્તિ કુંજમાં ગાજી રહ્યું હતું. ગાન ઉપદેશ યુક્ત હતું. બીલ કન્યાઓ નીકળતા ગાનના ઉપદેશામૃતનું પાન કરતી હતી.

" અમારૂં સ્વર્ગનું બારૂં, પતિવ્રત પ્રાણથી પ્યારૂં,
અમોને મોક્ષ દેનારૂં, પતિવ્રત પ્રાણથી પ્યારૂં;
સુબુદ્ધિ સાથ વસનારૂં, કુબુદ્ધિ દૂર કરનારૂં,
પિયુનો પ્રેમ પાનારૂં, પતિવ્રત પ્રાણથી પ્યારૂં.
ભલે ભૂખે મરી જઇએ, કદી કંગાલ જો થઇએ,
દુઃખો દેખી ન ડરનારૂં, પતિવ્રત પ્રાણથી પ્યારૂં.

× × × × ×

પતિ જો હોય પત વાળો, કુટિલ યા અંધ હો કાંણો,
તથાપિ ચિત્ત ચ્હાનારૂં પતિવ્રત પ્રાણથી પ્યારૂં.
અભણ કે હોય અજ્ઞાની, શકે ન પ્રેમને જાણી,
છતા શિરછત્ર છે મ્હારૂં, પતિવ્રત પ્રાણથી પ્યારૂં;
અમારો દેવ છે સ્વામિ, અમારી ભક્તિ ત્યાં જામી;
હૃદય ભરથાર રટનારૂં, પતિવ્રત પ્રાણથી પ્યારૂં,

* * * * *

ભર્યા ભંડાર નાણાંથી, સુવસ્ત્રો કે ઘરેણાંથી;
કદીના ચિત્ત ચળનારૂં, પતિવ્રત પ્રાણથી પ્યારૂં,
દ્રુપદ તનયા અને તારા, સુકન્યાને સતી સીતા,
પતિવ્રત તેહ સમ પાળું, પતિવ્રત પ્રાણથી પ્યારૂં.

મણિકાન્ત.

ગાનનો સુર ચારે તરફ ફેલાઇ રહ્યો. હિંચકો ધીમો થયો. ઉભેલા જ્ઞાનચંદ્રના હૃદયમાં વિદ્યુતસમ ચમકાટ થયો. ભીલદેવી મનથી તે શુશિલ બાળાને ધન્યવાદ દેવા લાગી, ને પોતાના ઉપદેશની અસર બરાબર થઇ એમ સમજી પ્રભુનો ઉપકાર માનવા લાગી.

પેલી તરફ ગાન પૂરૂં થયું. કામુદિની હિંચકા પરથી નીચે ઉતરી ભીલ બાળાઓને કહેવા લાગી—બ્હેનો રમત ગમતમાં ઘણો સમય થઇ ગયો, માતાજીને પ્રભુની પૂજાનો સમય થવા આવ્યો; માટે ચાલો આપણે ઉપવનમાં જઇ તેમને માટે પુષ્પો લઇ આવીયે, કહી ભીલ કન્યાઓને લઇ તે ઉપવનમાં ચાલી ગઇ. તેને વૃક્ષોમાં અદ્રસ્ય થએલી જોઇ જ્ઞાનચંદ્રનું મન વ્યાકુળ થઇ ગયું, તેણે નમ્ર વદને દેવીને પૂછ્યું:—માતા ? એ કિશોર કિશોરી કોણ છે ?

" જ્ઞાનચંદ્ર! શાન્ત થા. જે બાળા તને વ્યાકુળ કરી ચાલી ગઇ તેજ તારા હૃદયનું ધન કૌમુદિની છે. "

" હેં ! શું તે મારી પ્રાણવલ્લભા કામુદિની છે ! ? " જ્ઞાનચંદ્રે આશ્ચર્યથી ચમકી પૂછ્યું,

" હા, તારૂં ગુમ થયેલું રત્ન, આજ કેટલાક દિવસોથી તારૂંજ ધ્યાન ધરે છે. તારી શોધમાં નીકળી તેણે અત્યંત સંકટ સહન કર્યું છે, અને વિકટ અરણ્યમાંથી અનાયાસે મને પ્રાપ્ત થયું છે. "

" ઓ મારી માતા ! આ બાળકની ઉપર તમારા કેટલા બધા ઉપકાર. હા, તે ઉપકારનો બદલો આ જન્મમાં તો વાળી શકાય તેમ નથી. માતા ! આ પાપી તમારો અપરાધી છે. " કહી જ્ઞાનચંદ્ર દેવીના પગમાં પડયો,

તેને ઉભો કરતાં દેવીએ કહ્યું:–જ્ઞાનચંદ્ર । ગઇ ગૂજરી ભૂલી જા અને તારા વિયોગથી ઝુરતી, નિશદિન તને યાદ કરતી તારી કૌમુદિનીને સુખી કરી તું પણ સુખી થા. જ્ઞાનચંદ્ર ! મારાં થોડાંક વચનો તું તારા હૃદય પટમાં કોતરી રાખજે કે:–જે પતિ અગ્નિ અને બ્રાહ્મણની સાક્ષિથી પરણેલી બાળાનો વિના કારણે ત્યાગ કરી તેને અત્યંત દુઃખ દે છે, તેમ જ તેનું પાલન કરવાને બદલે તેને દુઃખમાં દટાયેલી રાખી પોતે સુખ ભોગવે છે, તેનું ભગવાન કદાપિ ભલું કરતો નથી. જે પતિ તેની સ્ત્રીનુ રક્ષણ કરી તેને સર્વ વાતે સુખી કરે છે. અને પરસ્પર આનંદમાં દિવસો નિર્ગમન કરે છે, તેને ધન્ય છે, જ્ઞાનચંદ્ર ! જે પુરૂષ તેની પ્રેમદાને કોઇ પણ વાતે દુઃખી કરતો નથી, તે આ લોકમાં સ્વર્ગસમ સુખ ભોગવી, મરણ પછી પણ પત્નીની સાથે પ્રભુના ધામમાં ચિરકાળનું સુખ ભોગવે છે. માટે આ અમૂલ્ય ઉપદેશ માનજે ને તારી કૌમુદિનીનું સદા સર્વદા કલ્યાણ કરજે, ”

“ દેવી ! આપની આજ્ઞા શિરે ચઢાવું છું, ને તે આજ્ઞા પ્રભુ કૃપાથી જીંદગી સુધી ભૂલું નહિ એમ ઇચ્છું છું. ”

“ પ્રભુ તમારૂં શુભ કરો. ” કહી બીજા દેવીએ બૂમ મારી:– કૌમુદિની ! કૌમુદિની ! બેટા ક્યાં છે ?

“ માતા ! ઉપવનમાં પુષ્પ વિણું છું. શી આજ્ઞા છે ? ” કૌમુદિનીએ પ્રત્યુત્તર વાળ્યો,

વિણેલાં પુષ્પો લઇ જલ્દી અહિં આવ. ”

“ આવી માતાજી ! ” કહી કૌમુદિની વિણેલાં પુષ્પો લઇ ત્યાં આવી, ને માથું નીચું નમાવી ઉભી રહી,

તેના સામે સ્નેહ યુક્ત નિહાળી ભીલ દેવીએ કહ્યું:—કામુદિની ! આમને ઓળખે છે ?

"મા આપ સર્વ જાણો છો, છતાં આ બાળકીને આવો પ્રશ્ન પૂછી શા માટે શરમાવો છો ?"

"કૌમુદિની ! આજે તારા સુખના સૌભાગ્ય સૂર્યનો ઉદય થયો છે; અને પ્રભુ કૃપાથી પાપ વિહીન થયેલા તારા સ્વામીના સમાગમમાં આવવાને તું ભાગ્યવાન થઇ છે."

"મા, એ તમારી કૃપાનુંજ ફળ છે."

"જા, બેટા. તારા સ્વામીને પ્રણામ કર. અને તેની આજ્ઞાનું સદા સર્વદા પાલન કર. કૌમુદિની ! તું સદગુણી છે, સર્વ શાસ્ત્ર જાણે છે. એટલે વિશેષ કહેતી નથી. પણ ટુંકમાં એટલું કહું છું કે આજ. દિન સુધી શ્રવણ કરેલા મારા ઉપદેશને ભૂલીશ નહિ અને સંકટમાં પણ સ્વામી સેવાનો અનાદર કરીશ નહિ. પુત્રી લાવ તારો હાથ." કહી દેવીએ તેનો હાથ પકડી જ્ઞાનચંદ્રના હાથમાં આપતાં કહ્યું:— જ્ઞાનચંદ્ર ! આ અમૂલ્ય 'રત્નનું પાલન કરજે, ને આની સાથે જ ભવસાગર તરી તારા જીવનનુ સાર્થક કરજે, કહી દેવીએ કૌમુદિનીનો હાથ જ્ઞાનચંદ્રને આપ્યો, જ્ઞાનચંદ્ર માથું નમાવી ઉભો રહ્યો. ભીલ બાળાઓએ પુષ્પનો વરસાદ વરસાવ્યો. સઘળાનો જય જયકાર કર્યો. એટલામાં બે ભીલ ત્યાં દોડી આવ્યા ને દેવીને પ્રણામ કરી બોલ્યા:— મા ! આજે અઘ આપને આનંદના સમાચાર જણાવવા આવ્યા છીઓં

"આનંદમાં આનંદ આવી મળે એ કુદરતનો નિયમ છે. વારૂં જણાવો કે શું છે ?"

" માતા ! સરોજ રાયમલ વગેરે છુટી ગયા છે.'

' હેં ! તેમને કોણે છોડાવ્યા ?'

' સરોજને છોઠાવનાર કુન્જવિહારી નામનો કોઇ માણસ હતો.'

' શું કુંજવિહારી !' ભીલદેવીએ આંખો બંધ કરી દીધી બાદ થોડીવારે ઉઘાડી પુછયું-સરોજને છોડાવી કુંજવિહારી કયાં ગયો ?

' તેની અમને ખબર નથી ?'

' વારૂ રાયમલને કોણે મુકત કરાવ્યા !'

' પાપીના પંજામાં ફસાયેલી એક કિશોરી નામની બ્રહ્મ કન્યાએ રાયગલનો ઉદ્ધાર કર્યો છે.'

' હં ... ... વારૂં સરલાનુ શું થયું ?'

' દેવી ! તે નિર્દોષ પંખીકું હજી પાપીના પંજામાંજ પૂરાયેલું છે ને સાંભળવામા આવ્યું છે કે તે હાલ મરણ શૈયા ઉપર છે.'

' સરલાના સમાચારથી મારૂં મન મુંઝાય છે અને તેને છોડાવવાની હવે ઘણી જરૂર છે.' કહી દેવીએ જ્ઞાનચંદ્ર સામે જોઇ કહ્યું:-જ્ઞાનચંદ્ર !

' માતા શું આજ્ઞા છે ?'

' ભાઇ સરલાને બચાવવાની જરૂર છે, તે નિર્દોષ બાળા મરણને કાંઠે છે તેમાં તમારી સલાહની જરૂર છે ?,

' મા સેવકને આજ્ઞા આપો, હું કૃષ્ણલાલને બંધીવાન બનાવી અહિં લઇ આવીશ ને સરલા બ્હેનનો પણ ઉદ્ધાર કરતો આવીશ.'

' જ્ઞાનચંદ્ર ! સાહસ કરવાથી વિપરીત પરિણામ આવે છે. માટે ચાલો આપણે ગંગાએ સ્નાન કરી આવી પ્રભુની પુજા કરી તેની

આજ્ઞા માગી છેલ્લા નિર્ણય ઉપર આવીયે. '

' જેવી આજ્ઞા ' કહી જ્ઞાનચંદ્ર દેવીના સામે જોઇ રહ્યાં.

સઘળાં પ્રભુનો જય પોકાર કરી દેવીની સાથે સરિતા તરફ ગમન કરવા લાગ્યાં'

---

## પ્રકરણ ૩ જું.

---

### ' કૃષ્ણાશંકરનું કલ્પાંત. '

---

હાથમાં આવેલા શત્રુઓના નાશી જવાથી કૃષ્ણલાલના ક્રોધની સીમા રહી નહી. તે તેના ભાંગેલા ખંડેરમાં એક પત્થર ઉપર બેસી આજે વિચાર વમળમાં ચઢયો છે. વિચારમાં આવેશ યુકત થઇ પગના પ્રહાર જમીન પર કરે છે, ઘડીકમાં દાંત કચકચાવી હાથની મુકકીઓ હવામાં વીંઝે છે. ક્રોધને વશ થયેલો કૃષ્ણલાલ પત્થર ઉપરથી ઉભો થઇ ફરવા લાગ્યો. ફરતાં ફરતાં એકવાર વિકટ હાષ્ય કરી બોલી ઉઠયો:–મારા સપાટામાંથી નાશી ગયેલા શત્રુઓ ! નાશો, નાશી નાશી જવાય ત્યાં સુધી નાશો, અને બને તો પાતાળમા પેશી જાઓ, પણ યાદ રાખજો કે આ કૃષ્ણલાલ તમને ખોળી કાઢશે. પાતાળમાં પેસશો તો આ ભયંકર ભુજંગ ત્યાં આવી તમારા કેશ ઝાલી બહાર ખેંચી કાઢશે. દુનિયાના પામર જનો ! હવે જલ્દીથી તમે મૃત્યુના મુખમાં પડશો, ને આ ચળકતી તલવારથી રકતમાં તરબોળ થશો. આમ બોલી થોડીવારને માટે પાછો શાન્ત થયો પણ પુનઃ કિશોરી

યાદ આવતાં બોલ્યો:–હા, કિશોરી ! મારા લોહીની તરસી કિશોરી! મ્હેં તને આજ સુધી જીવતી રાખી તેથીજ તું મારી શત્રુ થઇ ? હા તારી કારમી ખૂની આંખ વારંવાર મારી નજરે તરી આવે છે હા, શું ખબર કે તે નાદાન છોકરીની બીક મને શાથી લાગે છે ? બસ હવે ગમે એમ થાઓ, આકાશ અવનિ એકાકાર થાઓ આ કૃષ્ણલાલનો પ્રાણ ભલે અત્યારે જાઓ પણ મારાં ધારેલાં કામ પુરાં થાઓ. હું આજથી કામ પૂરા કરીશ, શત્રુઓને ખોળી ઠાર કરીશ. એમ કરતાં મરવું પડશે તો મરીશ, આમ બોલતા કૃષ્ણલાલે બુમ મારી ! અરે કોઇ છે!

" હા સરદાર ! શું હુકમ છે સરકાર ? ' સિપાહીએ ત્યાં આવી પૂછ્યું.

' કરૂણાશંકરને બોલાવી લાવ. '

' જેઓ હુકમ. ' કહી સિપાહી ચાલતો થયો.

આ સમયે કરૂણાશંકર તૈયાર થઇ તેના ધનની તપાસને અર્થે જતો હતો, આજે ઘણા દિવસ થયાં તે તેના દાટેલા ધનની પાસે કામની અડચણોને લીધે જઇ શકયો ન હતો. તેથી તેનું મન અધીરૂં બની ગયું હતું. ને ત્યાં કયારે જાઉં ક્યારે પહોચું એમ થઇ રહ્યું હતું ભોગ જોગે આજે તેની ડાબી આંખ ફરકતી હતી. તેનું વામ અંગ હાલી તેના મનમાં શંકા ઉત્પન્ન કરતું હતું આજે સવારમાં ઉઠતાંજ કરૂણાશંકરને બીલાડીના મુખનાં દર્શન થયાં હતાં. બીલાડીને ગાળો દેતો તે મારવા દોડયો ને દોડતાં દોડતાં પડી ગયો ને

તેથી માથામાં સખ્ત વાગ્યુ હતું, આવા પ્રકારથી તેનું મન આજે વ્યાકુળ બનેલું હતું એવામાંજ સિપાહી તેડવા આવ્યો આ વિઘ્ન વળી કયાંથી આવ્યું ? કહી મન સાથે કૃષ્ણુલાલને બે ચાર ગાળો દઈ તે કૃષ્ણુલાલની પાસે આવ્યો, ને મને કેમ બોલાવ્યો ? કહી બેદરકારીથી ત્યાં ઉભો રહ્યા. તેના વર્તનથી કૃષ્ણુલાલ આશ્ચર્ય પામી પૂછવા લાગ્યોઃ ભટ્ટાચાય જી । આજે આમ કેમ છે ?

' આજે એમજ છે ! આજ સવારમાંજ રાંડની બીલાડીના મુખનાં દર્શન થયાં છે, ને આજે કંઈક ઉત્પાત થાય એમ ભાસે છે. '

' માયાનુ સેવન કર્યું છે કે નહિ ? '

' આજે મારે કોઇનું ચેવન કરવું નથી. સઘળાં મરી જાઓ. ટળી જાઓ. માન શુકુનથી મારૂં મન બળી જાય છે. લ્યો હવે હું જાઉછું'

કયાં જાઓ છો ?'

' હત તારી મોકાણુ મંડાય. ' કરૂણાશંકર મનમાં બોલી ઉઠયો.

' કાં આચાર્યજી ! શાન્ત રહ્યા ? '

' ત્યારે શું બુમે બુમ પાડું ? બોલવાનુ તો કયારનુ એ બંધ કરી દીધું. કયાં જાઓ છો કહીને અપસુકનમાં વધારો કર્યો. '

' હશે જવા દો એ વાત ને હવે જણાવો કે સરલાને કેમ છે ?'

" કૃષ્ણુલાલ ! આડી અવળી વાતો કરી મેને રોકો નહિ. આજે મારો જીવ ઉંચો થયો છે, સરલા હવે આ દુનિયાની થોડાજ વખતની મહેમાન હોય એમ જણાય છે માટે જો તમારે પરણવું હોય તો

ચાલો. હું ઝપાટાબંધ તમને પરણાવી દઉં. કારણ કે મારે હવે અહિંથી જવું છે."

" કયાં જવું છે ?"

"મશાણમાં ! મેં એક વખત કહ્યું કે નકામું પૂછપૂછ ના કરો !

"કેમ વારૂં ! હું તમારો સરદાર છું ? તે શું ન પુછું ?"

"ના ! હું હવે અહિં રહેવા નથી માગતો. કારણ કે તમારી તરફથી હવે મને કંઇ મળતું નથી."

"હું તમને નહિ જવા દઉં તો શું કરશો ?"

"પરાણે જઇશ, માથું ફોડીને જઇશ. સમજ્યા ?"

"પણ અહીંથી જઇને ખાશો શું ?"

"શું હું તમારા જેવો છું કે જે આવ્યું તે ઉડાવી દઉં ! કૃષ્ણલાલ ! આ બંદાએ કયારની પાંચશો મ્હોરો એકઠી કરી રાખી છે." મનમાં રાખવા છતાં પેટનું મોંએ આવ્યું. કરૂણાશંકર પસ્તાયો પણ આખરે મન વાળી શાન્ત રહ્યો.

"તે મ્હોરો કયાં રાખી છે ! "

"હું......તે પૂછીને લઇ લેવી હશે ! મારા મહેરબાન આ કરૂણાશંકર કાચો નથી. પાંચસો સોના મ્હોરોનો માલીક છું, તમારાથી અક્કલવાન છુ, ને વરસ દહાડામાં કોઇને સમજાવી ફોસલાવી, લુંટી, ઝુંટી, એક હજાર સોના મ્હોરોનો માલીક થવાનો છું. લ્યો ઠાકોર! રામ રામ. " કહી કરૂણાશંકર ત્યાંથી પસાર થઇ ગયો, ને જતાં જતાં પાછળ જોતો ગયો કે રખેને કૃષ્ણલાલ પાછળ તો નથી આવતો ને. તેની મુર્ખાઇપર હસતો કૃષ્ણલાલ સરલાની તબિયતની ખબર કાઢવા

તેની કોટડી તરફ ચાલ્યો.

ધનની તપાસ કરવા જતા કરૂણાશંકરને ખંડેરની બહાર નીકળતાંજ એક મોટો સાપ આડો ઉતર્યો, તેથી એ વ્હેમી માણસ શંકા યુક્ત થઇ બડબડવા લાગ્યોઃ–હત્ તારૂં સત્યાનાશ જાય રાંડ બીલાડી ! તું અહીં પણ નડી ? આ અપશુકનનું પાંચમું લક્ષણ. એક તો સવારમાં તે કર્મે ચંડાળણીનું મ્હોં જોયું, બીજું તેની પાછળ પડતાં શરીરને વાગ્યું. ત્રીજુ આ ડાબી આંખનું ફરકવું, ચોથું પેલા વરણશંકર કરશનીયાનું કયાં જવું એમ પૂછવું અને આ પાંચમું આ કાળોતરાનાગનું આડું ઉતરવું. અરેરે ! આજે કેમ થશે ? આજનો દહાડો પણ મને ભારે લાગે છે. હે ભગવાન જો મારૂં દાટેલું એમનું એમ હશે તો હું હજાર ઉપર પાંચસો સોના મ્હોરો મળતાં તમારા મહારૂદ્ર કરીશ. હે ખોડીયાર મા જો તું પણ તે દાટેલા ધનને ત્યાંજ રહેવા દેવામાં મદદગાર થઇ હોઇશ તો સો મ્હોરો મળતાં તને અઠ્ઠાવીશ નાળાએરના તોરણથી નવાજીશ. આમ બોલતો કરૂણાશંકર ઝપાટાબંધ ચાલતો થોડી વારમાં તેના દાટેલા ધનની જગા આગળ આવી પહોંચ્યો. જેમ થાકેલો માણસ સ્થળ આવતાં બેસી પડે તેમ આપણા કરૂણાશંકર ત્યાં આવતાંજ હાશ, શબ્દનો ઉચ્ચાર કરી બેસી ગયા; ને પ્રથમ પ્રમાણે ખાડો ખોદવા લાગ્યા. ઘણીજ ત્વરાથી તેણે ખાડો ખોદી અંદરથી ઘડુ ખેંચી કાઢયું. ઘડાને જોઇ તેનામાં જીવ આવ્યો; અને તેને ખખડાવી બોલી ઉઠયો–હાશ, છે તો એમનું એમ. હવે શુકનની દરકાર નથી. ચાલ જીવ, આ મ્હોરોને લઇ હવે રસ્તે પડું. કહી ભટ્ટાચાર્યજીએ મહોરોને બાંધવા સાથે રાખેલું કપડું નીચે પાથર્યું ને મ્હોરો ઠાલવવાને ઘડાનું મ્હોં નીચું કર્યું.

પણ અરે આ શું ! ઘડામાથી મ્હોરો નીકળવાના બદલે અંદ દરથી ઠીકરાંને પત્થરા નીકળ્યા. કરૂણાશંકરને માથે વજ્રપાત થયો. તે પોક મૂકીને રડી ઉઠયો:–ઓ મારા બાપ, મારી મને કોઇએ ધાપ. આમ બોલતો તે ખાડામાં, તો વળી નીકળેલા પત્થરમાં હાથ ફેરવવા લાગ્યો. આબરે તેને તેમાંથી પેલી કાગળની નાની ચિઠઠી મળી આવી. આ શું ? કહી તે વાચવા લાગ્યો. તેમાં લખ્યું હતું કે; લોભી લોભ નહિ જો કરે । ઓય મારા બાપ. એક ચરણ વાચી ચમકી તેણે પુનઃ બીજું વાંચ્યું, તો ધુતારા ભુખે મરે. હાયરે ! હવે આ કરૂણાશંકર શી રીતે જીવે ? કહી ચિઠ્ઠી નાખી દઇ તે ઉભો થઇ કલ્પાંત કરવા લાગ્યો. માથુ કુટતો વાળ તોડવા લાગ્યો. હાયરે ! ખાધોરે ! મારૂં ધન ધુતાયુંરે, કર્યું કારવ્યું પાણીમાં ગયું રે, ઓ મારા બાપરે. કહી તેણે કારમી પોક મૂકી. મુખથી હા પૈસા, હા, મ્હોરો. ઓ બાપરે. । એમ તે બોલવા લાગ્યો અલ્પ સમયમાં તો તે દિવાના જેઓ બની ગયો. ખાડાની ધુળને માથે ચોપડવા લાગ્યો ખાલી ઘડાને પણ છાતી સંગાથે ચાંપવા લાગ્યા. એવી રીતે થોડી વાર કરી દિવાનો કરૂણાશંકર હાય બાપ, ખાધી ધાપ, હાય નાણાં, તારાં થયાં ઠેકાણા. ઓ પૈસા હાય પૈસા કરતો ત્યાંથી મૂઠીયા વાળી નાસવા લાગ્યો દિવાનપણામાં બુમેબુમ પાડતા કરૂણાશંકરે આખો દિવસ એવી સ્થિતિમાં ગુજાર્યો આખરે તેણે સાંજ પડતા સરિતાને કિનારે આવી એક વૃક્ષની નીચે પડતું નાખ્યું અને હાય પસા; ઓ બાપ ખાધી ધાપની બુમો પાડતો આખરે નિદ્રાધિન થઇ ગયો.

# પ્રકરણ ૪ થું.

---

## દિવાની કે વિયોગની ?

---

" લગાડી મોહની પ્યારા ! કઠિન્ હૈયું કર્યું શાને !
અહો હો ! નાથ કપટીરે ! બલિહારી તમારી છે !
સ્મૃતિ છે એજ મુખડાની, ન દેખી હું દુઃખી છું રે,
ગ્રહી જે બાંય તો લજ્જા, તમારાની તમોને છે.
બકું છું હું તમે માનો, જિગરમા ઘા મને ઉંડા,
ઉમળકા આ હૃદયના હા ! કહો કયાં ઠાલવું ફાડી

કલાપી.

કયાં છો ! કયાં છો ? મારા હૃદયનાં વિસામા તમે કયાં છો વ્હાલા ! જંગલે જંગલ આથડી મારા ચરણો કાંટાથી વિંધાઇ અશક્ત થઇ ગયા છે. અખંડ ઉજાગરાઓથી આ આંખ્યો બળી રહી છે છતાં પણ તારૂં રસીલું મુખડું નિહાળવાને આતુર બની રહી છે. આવ આવ મારા પ્રાણ તું કયાં છે ? આ કિશોરી ભયંકર અરણ્યમાં ભુલી પડી તને મળવાની ઇચ્છાથી ભટકે છે. આમ બોલતી કિશોરી વિકટ અરણ્યમાંથી પસાર થતી હતી. બપોરનો સમય હતો આકાશ માં વાદળાંઓએ સુર્ય ભગવાનને ઢાંકી દીધા હતા વરસાદ પડશે એવું જણાતું હતું ઉકળાટ ઘણો હતો. કિશોરીના સુકોમળ મુખપર પરસેવાના બીંદુઓ બાઝયાં હતાં તે કુન્જ, કુન્જ, નામનો ઉચ્ચાર કરતી દિવાના સમાન જણાતી આસપાસ જોતી ચાલી જતી હતી.

તેનું સુંદર શરીર ભુખ તથા દુઃખથી નિસ્તેજ અને અશકત્ બની ગયું હતું. તેના માથાના વાળ અવ્યવસ્થિત થઇ પવનમાં આમતેમ ઉડી રહ્યા હતા. પહેરેલું વસ્ત્ર પણ ઘણેક ઠેકાણેથી ફાટી ગયું હતું ચાલતાં–ચાલતાં તેને વારંવાર ઠોકરો વાગતી હતી, પગમાંથી રૂધીર નીકળતું હતું. ઘડીકમાં પડતી ઘડીકમાં ઉઠતી બ્હાવરાની માફક ચાલતી કિશોરી કુન્જમય બની કુન્જના પોકાર કરતી ચાલી જતી હતી. અલ્પ સમયમાં પવન ફુંકાવા લાગ્યો. મોટા વાવાઝોડાની સાથે સખ્ત વરસાદ તુટી પડયો. ભયંકર કાટકા થવા લાગ્યા જળપ્રલયનો ભાસ થવા લાગ્યો. કિશોરી ખડખડાટ હસતી એક મોટા વૃક્ષ નીચે આવી ઉભી રહી જોવા લાગી. કેટલાકેક વિત્યાબાદ વરસાદ વરસતો બંધ થઇ ગયા જંગલ રળિયામણું જણાવા લાગ્યું કોયલ. મોર વગેરે પંખીઓ મધુરા ટહુકારથી આનંદ પ્રદર્શિત કરવા લાગ્યાં પાણીનાં ઝરણાં ખળખળ અવાજ કરતાં વહેવા લાગ્યાં. આવો ચમત્કાર નિહાળી કિશોરી વૃક્ષ નીચેથી નીકળી આગળ ચાલતાં મનમાં બોલવાવા લાગી:– અહા ! કેવો ચમત્કાર ! ઘડી ઉપર તાપ સકળ સૃષ્ટીને અકળા રહ્યો હતો, તો હવે થોડીવારમાં ઠંડો પવન સર્વને શાન્ત કરવા લાગ્યા છે.

અહા પ્રભો ! તમારી અકળીત કળાને જાણવા કોણ સમર્થ છે ? આમ બોલતી કીશોરી પ્રભુને પ્રણામ કરવાલાગી તે ઘડીકમાં ભાનમાં આવતી તો ઘડીકમાં ભાન ભુલતી હતી પ્રભુને પ્રણામ કરી તે બાળા દયામણે મુખે જાણે પ્રભુને વિનવતી ન હોય એમ બોલવા લાગી સર્વ સૃષ્ટિના કલ્યાણ કર્તા પ્રભુ શું આપને આ બાળકીની દયા

નથી આવતી ? પ્રભુ તમે અનેક દુઃખી મનુષ્યોને દુખમાંથી મુક્ત કર્યા છે તો આ તમારી કિશોરીએ શું પાપ કર્યા છે કે તેને સદા સર્વદા દુખમાં જ રીબાવાનું છે ? પ્રભુ ! મને સમજ પડતી નથી હુ દુઃખથી બ્હાવરી બની ગઇ છું દયાળુ દાતા કૃપા કરી મને મારા કુન્જની પાસે પહોચાડો. હુ તેને જ ઇચ્છું છું હવે તેજ મારો તારનાર છે અને એજ મારો ભર્તા છે આ સૃષ્ટીમાંથી ઉદ્ધાર કરનાર બસ મારો કુન્જ છે પુનઃ કિશોરી કુન્જના વિચારે ચઢી કુન્જ ! હૃદયમાં રમી રહેલા કુન્જ ! જો તો ખરો કે આ તારી કિશોન તને મળવાને કેટલુ સકટ સહન કરી રહી છે ? મારી નાડીઓ, મારી ઇંદ્રીયોસહ સર્વ શરીરમાં કુન્જ ! કુન્જ બસ કુન્જનાજ ભણકાર વાગી રહ્યા છે આ નેત્રો કુન્જને નિહાળી રહ્યાં છે. જીવ્હા તેનું નામ જપી રહી છે આ કીશોરીનો હવે તેના વિના ઉદ્ધાર નથી કુન્જ કિશોરીનો આત્મા છે શરીરનું દૈવત છે આંખ્યોનો તારો રસનાનો રામ દિલનો આરામ કે જેને નિષ્કામ ભક્તિનું જ છે કામ એજ મારો કુન્જ આ હૃદયનો આત્મારામ છે હા તેના વિના આ જગતમાં જીવવું હરામ છે બોલો બોલો મારા આત્મારામ બોલો ! તમે ક્યાં નિવાસ કરો છો શું પાપી કૃષ્ણલાલને મારવા ગયા છો કે તમે પણ મારી માફક જંગલમાં ભટકો છો ? હા કેમ જવાબ આપતા નથી ? કહી કીશોરી આર્જવતાથી જોઇ રહી પણ કોઇએ જવાબ નહી દેવાથી પુન બોલી ઉઠી— અહા અહીં ક્યાં છે મારો કુન્જ કે તે મને જવાબ દે ખરેખર હું ભાન ભુલી જ્ઞાનહીન થઇ છું કે જેથી મારો વહાલો નહી હોવા છતાં તેને બોલાવુંછું. બસ.

ચાલ જીવ ! ગમે એમ થાઓ દુઃખના દરીયાઓ છવાઓઃ પણ કિશોરીને તમારી તલમાત્ર દરકાર નથી દરકારમાં દરકાર ફક્ત મારા કુન્જ પ્રાણધારનીજ છે. તેના વાસ્તેજ હવે આ દેહ ધારણ કરી રાખ્યો છે.' આત બોલતી કિશોરી સાંજ પડતા પહેલા સરિતાને કિનારે આવી આસપાસ જોવા લાગી સરિતાનુ જળ કલકલ અવાજથી ગમન કરી રહ્યું હતું. જળતરંગો નાચતાં કુદતાં ગમન કરતાં હતાં એવામાં કિશોરીની નજરે ત્યાંથી થોડેક દુર એક વૃક્ષ નીચે કોઇ સુતું હોય એમ જણાયું. દિવાની કિશોરી તેને કન્જ ધારી ત્યાં જવા ઝડપથી ચાલવા લાગી. વૃક્ષ નીચે સુતેલો માણસ પગથી તે માથા સુધી ઓઢીને સુતો હતો; કિશોરીએ તત્કાળ એનું ઓઢેલું વસ્ત્ર દૂર કર્યું. તેને જોતાં જ કિશોરી ચમકી ને એક વિકટ હાષ્ય કરી બોલી ઉઠીઃ— અરે ! કોણ તું કરૂણાશંકર ?

' અને તું કોણ કિશોરી ?! ' દિવાનો કરૂણાશંકર સફાળો ઉઠી ઉભો થઇ બોલી ઉઠયો.

' હા ' હું કિશોરી ! તારા પ્રાણની તરસી ઝેરી નાગણી બોલ પાપી તું કયાંથી આવ્યો ? '

' હું યમપુરીમાંથી આવ્યો. તને મળવા આવ્યો. અને ખરાબ સમાચાર લાવ્યો. '

શું ખરાબ સમાચાર લાવ્યો છે ? જો જુઠુ બોલ્યો તો સમજજે કે તારો કાળજ લાવ્યો છે.

મારો કાગળ નથી આવ્યો હું જીવતો છું કિશોરી હું પાયમાલ થઇ ગયો છું.,

' તું શાથી પાયમાલ થયા છે ? શું કૃષ્ણલાલે બેહાલ કર્યો છે

" હા કૃષ્ણ, કૃષ્ણ ! કિશોરી ! ઘણા દહાડાનું એકઠું કરેલું મારૂં ધન ધુતાઇ ગયું છે. દાટેલું કોઇ કાઢી ગયું છે. હા, હા, એ જાય, એ જાય, પકડો પકડો. લુચ્ચા ! ક્યાં જાય છે ? " કહી દિવાનો કરૂણાશંકર મુઠીયો વાળી ત્યાંથી જવાને તૈયાર થયો. તેને હાથ પહોળા કરી અટકાવા કિશોરી બોલી ઉઠીઃ–ઉભો રહે.

" હેં ! શું હું મારા ચોરને પકડવા ના જાઉ ? "

" નહિ ! કારણ કે તને યોગ્ય શિક્ષા મળી ચૂકી છે. કરૂણા શંકર ! ત્હેં તે ધન કેવી રીતે એકઠું કર્યું હતું, તે આ કિશોરી બરાબર જાણે છે. હરામખોર ! હરામનું હરામે જાય, એ કુદરતનો સિદ્ધાંત કેમ વ્યર્થ થાય ? પાપી ! ત્હેં શુદ્ધ બ્રાહ્મણના કુળમાં અવ-તાર લઇ અનેક કુકર્મો કર્યાં છે. લક્ષ્મિની ક્ષણભંગુર લાલચોને વશ થઇ ત્હેં અનેક ગરીબોની ગરદનપર છરીયો ફેરવી છે. તેમજ કુટિલ કૃષ્ણલાલની પાસેથી પૈસા પ્રાપ્ત કરવાને ત્હેં અનેક કુળવાન બાળા-ઓને બળાત્કારથી ભ્રષ્ટ કરાવી છે. ઓ નરાધમ ! ઓ વિશુદ્ધ બ્રાહ્મણ કુળના અંગારા ! હા ! તારાં કર્મ યાદ કરતાં મારી આંખે આવે છે અંધારાં. " કહી કિશોરી થોડીકવારને માટે ભાનમાં આવી શાન્ત થઇ ઉભી રહી. તેનું બોલવું સાંભળ્યું ન સાંભળ્યું કરી કરૂણાશંકર કહેવા લાગ્યોઃ–" કિશોરી ! જો હવે તું મારી એક વાત માનીશ તો હું હતો એવો પાછો પૈસાવાળો થઇ જઇશ. "

" શું છે ? "

" હું તને કૃષ્ણલાલ પાસે લઇ જાઉં અને બદલામાં તેની પાસેથી

પાંચસો સોના મ્હોર લઉં. બોલ શું વિચાર છે ? "

" શું હજી તે ચંડાળની પાસે જવાની તારી ઇચ્છા છે ? "

" કેમ નહિ ? દરેક માણસને પૈસાવાળા થવાની ઇચ્છા હોયજ."

" તેથી શું તારા જેવાં નીચ કર્મ કરી પૈસાદાર થવું ? "

" એમાં શું પૈસા મેળવવાને ગમે એમ કરવું. કોઇને મારવો, રીબાવવો, ચોરી કરવી, ખૂના મરકી ચલાવવી, પણ લક્ષ્મિને લાવવી. " કહી કરૂણાશંકર હસવા લાગ્યો.

" ધિક્કાર છે તને કે તારી માએ તને બ્રાહ્મણના કુળમાં જન્મ આપ્યો. ઓ પ્રભો ! તું આવા દુષ્ટોને પૃથ્વી પર શા માટે વધારે વાર જીવતા રહેવા દે છે ? આવા કૃપણ કસાઇઓ દુનિયાનું ભલું કરવાને બદલે પીડાકારી થઇ પડે છે. દ્રવ્ય મેળવવાની લાલસાથી અનેક કુકર્મો કરે છે. શું તેનો ન્યાય તમારા દરબારમાં નહિ હોય ? " હજી કિશોરી ! પૂરૂં બોલી રહી નથી એટલામાં વળી કરૂણાશંકર બોલ્યો:– કિશોરી ! બોલ હવે તારે આવવું છે કે નહિ ? "

" ક્યાં નર્ક સ્થાનમાં ? " કિશોરીએ પૂછ્યું.

" હા, જલ્દી ચાલ, કારણ કે ગયેલા પૈસા મેળવવાને હું ઘણો જ અધિરો થઇ રહ્યો છું. "

કિશોરીએ થોડીકવાર સુધી કંઇક વિચાર કરીને કહ્યું:—

" એમ ! તો ચાલ હવે વાર નથી, પણ આપણે જતાં પહેલાં આ ગંગામાં સ્નાન કરીએ તો ઠીક. " કહી કિશોરી તેનો હાથ પકડી નદી કિનારે લઇ આવી. નદીમાં પાણી ઘણું ઉંડું હતું; ખેંચ જબરી હતી, છાતી સમાન પાણીમાં કરૂણાશંકરને ઉભો રાખી તેનો

એક હાથ પોતાના હાથમાં પકડી કિશોરી કહેવા લાગીઃ-"કરૂણાશંકર ! હવે હું બોલાવું એમ બોલ."

" બોલો."

" કહે કે:-મ્હેં ગણાં જ પાપકર્મ કર્મ છે."

" મ્હેં ઘણાંજ પાપકર્મ કર્યાં છે. પછી ?"

'તેથી મને મોટાંમા મોટી શિક્ષા થજો."

" મને મોટી શિક્ષા થજો. પછી ?"

" અને એ જ તારાં કુકર્મોથી પાપી તુ આ સરિતાનો ભોગ થજો." કહી કિશોરીએ જોરથી તેને ધક્કો માર્યો.

" ઓ બાપરે." કહી કરૂણાશંકર ઉંડા જળમાં ઉથલી પડગો. પડયો એવો જ નીચે ગયો. તેના મુખથાં જળ પ્રવેશ્યું. અલ્પ સમયમાં તરફડતું શરીર ઉપર આવી પ્રવાહમાં તણાઇ જવા લાગ્યું.

" પાપી ! તારી આવીજ દશા થવી જોઇએ." કિશોરી તિરસ્કાર યુક્ત વદને તણાઇ જતા કરૂણાશંકરના સામે જોઇ રહી. તેના શરીરને દષ્ટિ મર્યાદાની બહાર જતું રહેલું જોઇ કિશોરી હસવા લાગી, અને પાપીને યોગ્ય ફળ મળ્યું એમ સમજી કિનારે ફરવા લાગી, એવી રીતે ફરતાં-ફરતાં અકસ્માત તેનો પગ લપસ્યો તે કારમી ચીસ નાખી સરિતામાં પડી ગઇ. દૂરથી આવો દેખાવ ફરવા નીકળેલી ભીલદેવીના જોવામાં આવ્યો. તત્કાળ તે કિનારે દોડી આવી ને પહેરેલાં વસ્ત્ર સાથે નદિમાં કુદી પડી. તરવામાં નિપુણ ભીલદેવી થોડીવારમાં જ બેશુદ્ધ કિશોરીને બહાર લઈ આવી. તેને કિનારે લાવી તેના પેટમાંથી પાણી કાઢી નાખ્યું. એવાનાં ભીલદેવીને ખોળતા બે ભીલ-

સરદારો ત્યાં આવ્યા, તેમની પાસે કિશોરીને ઉંચકાવી ભીલદેવી પોતાના સ્થાન પ્રતિ ચાલી ગઇ.



## પ્રકરણ ૫ મું.

---

## દુઃખી સરલા.

---

ગુપ્ત ખંડેરમાં આવેલી એક કોટડીમાં આ સમયે એક ઝાંખો દીપક મંદમંદ પ્રકાશે પ્રકાશી રહ્યો હતો. બહાર અંધકારે ભયંકર રૂપ ધારણ કર્યું હોય એમ જણાતું હતું. ઝાંખા બળતા દીવાની પાસે એક પથારીમાં સરલા સૂતેલી હતી. પિતા મરી ગયા ધારી અને કૃષ્ણલાલના ત્રાસથી એ ગરીબડી બાળા અત્યંત દુઃખી થતી સખત તાવથી પીડાતી હતી. તેનું સુકોમળ મુખ કરમાઇ ગયું હતું. તે વારે વારે નિઃશ્વાસ નાખ્યા કરતી હતી અને મુખથી હા પિતા, ઓ પ્રાણનાથ એમ બોલ્યા કરતી હતી. તેની પથારીની પાસે એક બીજી બાળા બેઠી હતી. તે સરલાના દુઃખથી અશ્રુવિસર્જન કરતી તેનો કોમળ કર સરલાના શરીર પર ફેરવી આશ્વાસન આપતી હતી. આવી રીતે થોડો સમય વીત્યા પછી સરલા આખરે એક ઉંડો નિઃશ્વાસ નાખી બોલીઃ—રમા ! હવે આ જીવન રાખવાથી કંઇ પણ સારૂં થનાર નથી. અરેરે ! જોને આપણા કેવા હાલ હવાલ થઇ ગયા છે. સર્વ આશાઓ નિરાશાના રૂપમાં બદલાઇ ગઇ છે. પિતા પરલોક

સિધાર્યા, મારા પ્રાણનાથ વનવાસી થયા, અને આ સરલાને દુઃખમાં મૂકીને ગયા. હરી, હરી, હવે તો આ દેહનો ત્યાગ કરી સ્વર્ગમાં જઇ પિતાને મળવાની ઇચ્છા થાય છે. પણ પાપીણી આશા પ્રિય પ્રાણનાથના વિચાર ઉત્પન્ન કરે છે; ને મારા મરણ પશ્ચાત તેમનું શું થશે એમ હૃદયમાં થયા કરે છે."

બ્હેન ! શાન્ત થાઓ. આવી રીતે દુઃખી થવાથી તાવ વધશે અને તેમાંથી કદાચ વિપરીત પરીણામ આવશે. કહી રમાએ શાન્ત રહેવા સૂચવ્યું.

"રમા ! હું સારૂં અને ખોટું સર્વ સહન કરવાને તૈયાર છું.મને મરણની લેશમાત્ર પણ ફીકર નથી. હવે તો મરણ એજ મારૂં શ્રેયકરતા છે. કારણ કે મ્હેં ચોકીદારના મુખથી સાંભળ્યું છે કે આજે કુટિલ કૃષ્ણલાલ અહિં આવનાર છે, ને તેનો છેલ્લો વિચાર જાહેર કરનાર છે. હા, પ્રભુ ! આજે શું થશે? આજની કાળી રાત મને ભયંકર ભાસે છે. એ પાપી આવ્યો !" આ આવ્યો. કહી તાવથી પીડાતી સરલા પથારીમાં બેઠી થઇ પુનઃબોલી ઉઠીઃ-"એ પ્રભુ ! આ ભયંકર કષ્ટમાંથી બચાવો. આ નરકાગારમાંથી ઉદ્ધાર કરો. તમારા સિવાય અમારૂં હવે કોઇ નથી. પ્રભુ ! તમે પાંચાળીની લજ્જા રાખી હતી ધ્રુવકુમારની પર દયા કરી અચળ પદવી આપી હતી. ભયંકર મગરના મુખથી હાથીની કરૂણામય સ્તુતી સાંભળી તેને મૂકતી આપી હતી. એવા દયાના સાગર મારી પર દયા કરો. જો આજે દયા નહિ કરો તો મારા ધર્મનું સત્યાનાશ વળી જશે. ધર્મના જવાથી આ બાળકી મરણને શરણ થશે. પ્રભુ ! શું મારે મારા ધર્મનો ત્યાગ કરી આ

સંસારમાં જીવવું યોગ્ય છે ? શું મારૂં અમૂલ્ય શાયળ પાપીને સ્વાધિન કરી તેની પ્રિયતમા થઇ રહેવાથી મારૂં શ્રેય થશે ? નહિ, નહિ. પ્રભુ ? તમારે સહાય કરવી હોય તો કરો પણ આ બાળા તેના ધર્મથી પ્રાણાંતે પણ વિચલીત થનાર નથી. સૃષ્ટિનો કહેવાતો પ્રલય આજે થાય, આંખું વિશ્વ ઘોર અંધકારમાં ડુબી જાય, તેમજ ભૂકંપ થઇ આ શરીર તેમાં ગળી જાય તથાપિ શીયળ ધર્મનો ત્યાગ નહી થાય તે નહીજ થાય." આમ બોલતી સરલા ભ્રમણા યુક્ત થઇ ઉભી થઇ ગઇ અને હાથની મુક્કીઓ વાળી કૃષ્ણલાલને ઉદ્દેશી બોલવા લાગી:—"નરકના કીડા ! આવ, આવ. આ દુઃખી બાળા હવે તારાથી ડરતી નથી. હું પણ તને બતાવું કે સતીના શીયળ રત્નને લુંટવાથી શું ફળ પ્રાપ્ત થાય છે. રમા ! આજે અમારા બન્નેનો મુકાબલો થવાનો છે. આજે આ સરલા શીયળની રક્ષાને માટે કૃષ્ણલાલની સામે વિકાળ સ્વરૂપે ઉભી રહેશે. રમા ! જોયા કરજે કે શું થાય છે ? બ્હેન ! આટલું યાદ રાખજે કે આખરે મારો વિજય છે ને કૃષ્ણલાલનો વિનાશ છે. યમના દૂતો તેની સામે દાંત કકડાવી સમયની રાહ જોઇ રહ્યા છે. નર્ક કુંડના ઝેરી જાનવરો પાપીનું લોહી પીવાને બહાર ડોકાં કાઢી રહ્યાં છે." આવી રીતે સરલા બેભાનપણામાં ફાવે એમ બકવા લાગી રમા ભયભિત થઇ તેને શાન્ત કરવાનો યત્ન કરવા લાગી. પણ શાંત નહિ થતાં પુન: સરલા તેને પૂછવા લાગી:—"રમા ! ઉઠ ઉભી થા અને પેલી સામે જણાતી કટાર લઇ તારૂં વૈર વાળવા પ્રવર્ત થા ઉઠ, શા માટે હજી બેસી રહી છે ? શું તને તે પાપીની દયા આવે છે ? રમા તારી દયા અસ્થાને છે? શું તે :કર્મચંડાળે તને દુઃખી નથી કરી ?

શું તેણે તારા માતા પિતાને દુનિયાંની પાર નથી કર્યા ?—” કહી સરલા રમાની સામે જોઇ રહી. રમા ગળગળી થઇ બોલી:—“બ્હેન ! શાન્ત થાઓ. પાપીએ મારૂં સર્વસ્વ નાશ કર્યું છે. મારૂં જીવન ધુળમાં મેળવ્યું છે. હું વૈર વાળવા તૈયાર છું. પણ અત્યારે આપણો સમય નથી. બ્હેન સાવધ ! જુઓ, પણે અંધકારમાં પાપીના આવવાનાં પગલાં સંભળાય છે.” કહી રમા શાન્ત રહી.સરલા પાપીના આવવાના માર્ગ પ્રતિ તિરસ્કાર ભરી દૃષ્ટિથી જોઇ રહી. અલ્પ સમયમાં કૃષ્ણલાલ ત્યાં આવી ઉભો રહ્યો ને સંદહાષ્યથી સરલા સામે જોઇ બોલ્યો:—પ્રિય સરલા ! શું વિચાર છે ? મારૂં કહેતું માની મારી વૃત્તિયોનો યોગ્ય સત્કાર કરી હવે સુખી થાઓ.

તેના વાકયથી સરલા ગંભીર પણ ક્રોધયુક્ત વદને બોલી:—કુટિલ કૃષ્ણલાલ ! મારા પિતાનો નાશ કર્યો છતાં પણ ન ધરાયો ? પાપી સમજજે કે જ્યાં સુધી આ દેહમાં પ્રાણ છે, ત્યાં સુધી આ સરલા તેના શીયળનું રક્ષણ કરવાને સમર્થ છે. ચંડાળ ! શીયળ એજ મારો પ્રાણ છે. શીયળ સતી સ્ત્રીનું ભુષણ છે. તેનું સર્વસ્વ એજ છે. જે સ્ત્રીયો પોતાના શીયળનું રક્ષણ નહિ કરતાં પાપીયોની લાલચોથી વશ થઇ વિષય વાસનામા લપટાય છે; તે દુષ્ટાઓ અઘોર નર્કમાં નિવાસ કરી અનેક જન્મ સુધી દુઃખ ભોગવ્યા કરે છે. કૃષ્ણલાલ ! શીયળની શું કિમ્મત છે તે હું સારી રીતે સમજું છું, અને તેથીજ તને જોતાં તારો ધિક્કાર કરૂં છું. તારૂં અહિં કંઇ વળનાર નથી. આ દેહમાં પ્રાણ છે ત્યાં સુધી તારી આશા પૂર્ણ થનાર નથી. માટે આવ્યો હોય એ રસ્તે ચાલ્યો જા.”

" અભાગણી બાળા ! જ્યારે તારો આવો નિશ્ચય છે, તો આ કૃષ્ણલાલનો પણ દૃઢ નિશ્ચય સમજજે કે આજે તે તારા સુંદર શરીરનો સ્પર્શ કરી તને ભ્રષ્ટ કર્યા વિના જનાર નથી. યાદ રાખજે કે આ ભયંકર ભૂતખાનામાંથી તારો ઉદ્ધાર કરનાર કોઇજ નથી." કૃષ્ણલાલે ક્રોધથી કહ્યું.

" સતીના શીયળ મહિમાના પ્રતાપથી પાપી હજી તું અજાણ્યો હોઇશ ! મિથ્યા ગર્વથી ફુલાઇશ નહિ. દુષ્ટ ! સતીના સતીત્વનું રક્ષણ કરનાર અને દુ:ખી બાળાનો ઉદ્ધાર કરનાર દયાળુ પ્રભુ અહિં હજરા હજુર છે."

" ઠીક છે, જોઉં છું કે તારો પ્રભુ શું કરે છે ? ઉદ્ધત છોકરી ! યાદ રાખજે..." હજી કૃષ્ણલાલ આગળ બોલે છે એટલામાં એક માણસ ત્યાં દોડી આવી કહેવા લાગ્યો:—સરદાર ! આપણા શત્રુનો મ્હેં પત્તો મેળવ્યો છે ?

" કયા શત્રુનો ?"

" નાસી ગયેલા સરોજનો."

" હેં ! બોલ, જલ્દી બોલ કે તે કયાં છે ?"

" આપણા ખંડેરથી થોડેક દૂર એક ઝાડની નીચે તે અને કોઇક બીજો માણસ વાતો કરવા બેઠા છે. આ સેવક તેમને નજરો નજર જોઇનેજ આવે છે."

" એમ ? તો થાઓ તૈયાર અને બનાવો તેમને તાબેદાર." કહી કૃષ્ણલાલ સરલાને કહેવા લાગ્યો:—સરલા હું જાઉં છું, ને જતાં પહેલાં જણાઉં છું કે હજી સમજવું હોય તો સમજજે નહિ તો

મરવાને તૈયાર થજે. અભાગણી ! હું હમણાંજ પાછો આવું છું ને તારા પ્રિય સ્વામી સરોજનું શિર કાપી લાવું છું. બુદ્ધિહીન્ કૃષ્ણલાલ ત્યાંથી ચાલ્યો ગયો. તેના શબ્દો સાંભળી સરલા કંપી ઉઠી સરોજના સમાચારે ધ્રુજી ઉઠી. અશક્ત સરલા હા રામ, હવે શું થશે કહી જમીન ઉપર ટૂટી પડી. અત્યાર સુધી શાન્તિથી ઉભેલી રમા સરલાની પાસે બેસી સારવાર કરવા લાગી. સઘળે શાન્તિ પથરાઇ ગઇ. રાત્રિ સમસમાકાર ચાલી જતી હતી. પવનના સપાટાથી વૃક્ષોનાં પાંદડાં ખડખડાટ કરી ભયમાં વધારો કરી રહ્યાં હતાં.

રમાની સારવારથી સરલા ધીમે ધીમે સાવધ થતી હતી. એટલામાં રમાને કાને કંઇક ખડખડાટ થવાનો અવાજ સંભળાયો. તે ભયભીત થઇ થતા અવાજ તરફ જોઇ રહી. તેને જણાયું કે કોઇક માણસ કોટડીની પાસે ઉગેલા વૃક્ષ ઉપરથી નીચે ઉતરે છે. રમાનું અનુમાન સત્ય હતું. અલ્પ સમયમાં એક કાળાં વસ્ત્ર ધારી માણસ કોટડીની પાસેના ઉંચા ઝાડપરથી દોરડું પકડી નીચે ઉતર્યો, અને સરલાની કોટડી તરફ દોડયો. રમા ભયભીત થઇ એક પણ શબ્દનો ઉચ્ચાર કરી શકી નહિ. તે આવનારે કોટડીની પાસે આવી રમાને કહ્યું:—ડરશો નહિ. હું શત્રુ નથી પણ મિત્ર છું. તમારો ઉદ્ધાર કરવા આવ્યો છું, માટે ઉભાં થાઓ, હું પ્રથમ તમને બહાર લઇ જાઉં.

"હું તમારી સાથે આવવા તૈયાર છું, પણ આ સરલાના વિચારથી ધ્રુજું છું." રમાએ રડતાં રડતાં કહ્યું.

"તેની ફીકર કરશો નહિ. હું તેને પણ બહાર લાવીશ, માટે તમે તૈયાર થાઓ." રમા ઉભી થઇને ધ્રુજતે પગલે તે આવનારની

સાથે ચાલી. બન્ને જણાં વૃક્ષ નીચે આવ્યાં. તે આવનાર માણસે રમાને ઉંચકી લીધી, અને ત્યાં લટકતું દોરડું હલાવી કમ્મરે બાંધ્યું. તે આવનાર ઉપર ખેંચાવા લાગ્યો. ઝાડપર બીજાં બે કાળાં વસ્ત્રધારી બેઠા હતા, ને તેઓ દોરડાને ખેંચતા હતા. રમાને લઇ ઉપર આવનારને દોરડું ખેંચનારે પૂછ્યું:—શું સરલાને લાવ્યા ?

' ના, સરલાને લેવા જાઉં છું, અને તે પહેલાં આ એક બીજી બાળાને તમારા સ્વાધિનમાં સોંપું છું. " કહી તેણે રમાને ત્યાં મૂકી ઉપર બેઠેલા બે જણામાંથી એકને રમાને લઇ કિલ્લાની બહાર નીકળી જવાનું સૂચવ્યું. તરત એક જણ રમાને લઇ કિલ્લાના દિવાલપરથી નીચે ઉતરી પડયો ત્યાર પછી પ્રથમનો માણસ પાછો દોરડાની મદદથી નીચે ઉતરી સરલાના પાસે પહોંચ્યો. આટલી વારમાં સરલા પૂર્ણ શુદ્ધિમાં આવી હતી. તે પેલા આવનારને ત્યાં આવેલો જોઇ તેને કૃષ્ણલાલ સમજી ક્રોધથી બોલી ઉઠી:—દૂર, પાપી, દૂર-શ્વાનને મારી કાઢતાં વારંવાર જેમ પાસે આવે છે, તેમ તને મારી પાસે આવતાં શરમ નથી આવતી ?

" સરલા ! ધીમેથી બોલો ! હું કૃષ્ણલાલ નથી. " આવનારે ધીમેથી કહ્યું.

" ત્યારે તું કોણ છે ? "

" હું દુ:ખીના દુ:ખમાં ભાગ લેનાર, અને હાલ તમને અત્રેથી મૂક્ત કરી સાથે લઇ જનાર, માટે જેમ બને તેમ મારી સાથે જલ્દીથી ચાલો. "

" તમને ઓળખ્યા સિવાય હું અત્રેથી એક ડગલું પણ આગળ ભરનાર નથી. "

" બ્હેન ! બ્હીશો નહિ. હું તમારો ધર્મનો ભાઇ છું. " તેણે જણાવ્યું.

"તમે મને ક્યાં લઇ જશો ?"

"તમારા સરોજકુમાર પાસે."

"હેં ! તમે આ શું કહો છો ? ભાઇ! કહો કે તે મારો જીવનાત્મા ક્યાં છે ?"

"અહિં પાસેજ છે. તે તમારા વિના ઘણો દુઃખી થાય છે."

"તમારૂં નામ ?"

"મારૂં નામ કુન્જવિહારી છે.

"કુન્જવિહારી કોણ ? સરલાએ આશ્ચર્યનો ઉદ્‌ગાર કાઢયો. તેની તમને પછીથી ખબર પડશે હાલ તો તરત મારી સાથે ચાલો વધારે વખત જવાથી વિઘ્ન આવશે, અને અમારી કરેલી યુક્તિઓ નિષ્ફળ જશે."

"ભાઇ ! અહિં એક રમા નામની દુઃખી બાળા છે, તેને પણ છોડાવવાની જરૂર છે."

"બ્હેન ! તેને તો હું પ્રથમ જ અહિંથી લઇ ગયો છું અને પછી તમને લેવા આવ્યો છું."

"ભાઇ ! પ્રભુ તમારૂં ભલું કરો." કહી સરલા મંદમંદ પગલાં ઉપાડતી કુન્જની સાથે ચાલી. તેનાથી બરાબર ચાલી શકાતું નહોતું. વૃક્ષ પાસે આવતાંજ કુન્જે સરલાને ઉંચકી લીધી, ને પ્રથમની માફક ઉપર ચઢી ગયો. તેને ઉપર આવેલો જોતાં તેમના રાહજોઇ બેઠેલો સરોજ બોલી ઉઠયોઃ—"આ કોણ મારી સરલા ! હા, તેની શું આ દશા ! ?"

"હા નાથ ! આ તમારી સરલા ! કહી સરલાએ સરોજને પ્રણામ કર્યા. બાદ ત્યાં વધારે વાર નહિ રોકાતાં સરલાને લઇ કુન્જ અને સરોજ કિલ્લાની બહાર નીકળી પડયા; ને રમાને લઇ ઉભેલા સત્યવ્રતને મળ્યા. સઘળાં પ્રભુનો ઉપકાર માની ત્યાંથી ચાલવા લાગ્યાં ને ભયંકર કાળી રાત્રિએ થોડીવારમા પોતાના સ્થાને આવી સઘળી હકીકત જણાવી. પિતાના મૃત્યુ સમાચાર જણાવતા તે બેફાટ રડવા લાગી. સઘળાએ આશ્વાસન આપી તેને શાંત કરી અને કૃષ્ણુ-લાલને તેના મંડળ સાથે નાશ કરવાની પ્રતિજ્ઞા કરી.

વાંચકો ! હવે આપણે તપાસીએ કે કુન્જ અને સરોજ કેવી રીતે સરલાનો ઉદ્ધાર કરવામાં ફતેહમંદ થયા હતા.

સરોજને છોડાવી ગયા પછી, કુન્જ અને સત્યવ્રતે સરલાને છોડાવવાને ઘણા પ્રયત્ન કર્યા હતા; પણ ઘણા દિવસ સુધી તેઓ તેમના પ્રયત્નમા નિષ્ફળ નિવડયા હતા. આથી કુન્જે કૃષ્ણુલાલના ખંડેરથી દુર એક નિર્જન સ્થાનમાં ઝુંપડી બાંધી અને સઘળા સાથે ત્યાં નિવાસ કર્યો. કરૂણાશંકરના દ્રવ્યથી તેણે આસપાસના ગા-મડાંમાં ફરી પચીસેક માણસો એકઠાં કર્યાં હતાં. તે માણસોને ગુપ્ત વેશથી કૃષ્ણુલાલની હિલચાલ તપાસવાનું સુચવ્યું હતું આજે તેના બાતમીદાર સમાચાર લાગ્યા હતા કે કૃષ્ણુલાલ સરલાને સતાવી સ-રોજને પકડવા નીકળ્યો છે. સરોજની જુઠ્ઠી બાતમી આપી કૃષ્ણુ-લાલને લઇ જનાર કુન્જનોજ માણસ હતો. પછી તરત કુન્જ સરોજ અને સત્યવ્રત છોડાવવા ત્યાંથી નીકળ્યા, અને કિલ્લાની દિવાલપર

ચઢી સરલાની કોટડી પાસે ઉગેલા વૃક્ષ પરથી નીચે ઉતર્યા,અને આ-ખરે સરલાનો ઉદ્ધાર કરી ચાલ્યા ગયા.

વાંચકો ! હવે આગળ ઉપર શું થાય છે, એ જોવાનું છે.

---

## પ્રકરણ ૬ ઠું.

### " કોપેલો કૃષ્ણુલાલ "

---

પ્રભાતનો જાંખો પ્રકાશ સઘળે છવાયો હતો દુર કુકડાના કુકડેકુના અવાજ સંભળાતા હતા. આવે સમયે સરોજને પકડવા નીકળેલો કૃષ્ણુલાલ સમાચાર લાવેલા માણુસની સાથે ચાલતો હતો. તેની સાથે બીજા પંદરેક માણુસો હતા. સરોજને પકડીશ, અને સરલાના દેખતાં તેનો નાશ કરીશ, આથી સરલા ભય પામી મારી સાથે પરણુશે. આવા પ્રકારના હવાઇ તરંગોમાં જુલતો કૃષ્ણુલાલ ચાલ્યો જતો હતો. દસ બાર માઇલની મુસાફરી થવા આવી પણુ હજી સરોજ જે સ્થળે છે તે સ્થાન કેમ આવતું નથી. કૃષ્ણુલાલે ચીડાઇને આગળ ચાલનારને પૂછયું:—અલ્યા હજી કેટલે દૂર જવાનું છે ?

" નામદાર ! હવે બહુ દૂર જવાનું નથી. ટુંકા ઉત્તર આપી પુન: તેણે ચાલવા માંડયું. એવી રીતે તે માણુસે ઘણી વાર સુધી તેઓને આડા અવળા ફેરવ્યા. પછી એક ઠેકાણે ઘીચ ઝાડી આવતાં આગળ ચાલનાર માણુસ એકાએક અદ્રશ્ય થઇ ગયો. સઘળા નીચું

જોઇ ચાલતા હતા તેથી તે માણસને જતો રહેલો જોઈ શકયા નહિ. આખરે સરિતા કિનારો આવતાં કૃષ્ણલાલે ઉંચે જોયું, તો તેને આગળ ચાલનાર માણસ જણાયો નહિ. તેણે આસપાસ જોયું. પાપી વ્હેમાયો, ને બૂમ પાડી બોલી ઉઠયોઃ–મારા સરદારો! ઉભા રહો. આપણે ઠગાયા છીએ. જુવો જલ્દી તપાસ કરો! આપણને ઠગનાર ગુમ થઇ ગયો છે. મારા વફાદારો! તે હજી આટલામાંજ હશે. તેને ખોળી કાઢી તેણે કરેલાં અપરાધની સખ્ત સજા આપો. સઘળા આશ્ચર્ય પામી આસપાસ દોડયા, પણ તે માણસનો પત્તો લાગ્યો નહિ. તેની શોધમાં ગયેલા નિરાશવદને પાછા આવ્યા. કૃષ્ણલાલના ક્રોધનો પાર રહયો નહિ. તે વારંવાર પૃથ્વી પર પગના પ્રહાર કરવા લાગ્યો એવામાં તેની નજરે દૂરથી એક માણસ ત્યાં ત્યાં દોડી આવતો જણાયો. પાપી આવનારની તરફ આતુરતાથી જોઈ રહ્યો. દોડી આવનાર થોડી વારમાં તેની નજીક આવી નીચો નમી કહેવા લાગ્યો:–નામદાર! ઘણોજ જુલ્મ થઇ ગયો છે.

"શું થયું છે?" કૃષ્ણલાલે ક્રોધથી પૃછયું.

"કહેતાં જીભ ઉપડતી નથી."

"બોલ જલ્દી બોલ?" કૃષ્ણલાલે તેનું ગળું પકડી પૃછયું.

"નામદાર! પંજામાં ફસાયેલું પંખી ઉડી ગયું છે"

"સ્પષ્ટ જણાવ કે કયું પંખી ઉડી ગયું છે?"

"સરલા કોટડીમાંથી ગુમ થઇ છે?"

"ઓહ થઇ ચુકયું. બાકી રહેલું પંખી પણ આખરે મુક્ત થઇ ગયું! ઓ! હવે શું થશે? મને ભાસે છે કે મારૂં ભાવિ

અવળું થયું છે. હા, હું ધ્રુજું છું, ભયંકર અંધકાર નિહાળું છું-આહ ! હવે મારા ક્રોધની સીમા નથી, જોઉં છું કે આ ક્રોધની ભયંકર જવાળામાં કોણ કોણ બળીને ભસ્મ થાય છે. કૃષ્ણલાલ કંપવા લાગ્યો. તેનું શરીર શૌર્યથી ધ્રુજવા લાગ્યું. આંખ્યોમાંથી અગ્નિના તનખા ઝરવા લાગ્યા. તેના સરદારો ભયભીત થઇ ઉભા રહ્યા.

તેણે સરિતાના ગંભીર જળ સામે જોયું. એવામાં તેની નજરે કીનારે પડેલું કંઇક જણાયું: તે કિનારે જઇ પડેલી વસ્તુને વાંકો વળી જોવા લાગ્યો. તે કોઈ માણસનું મુડદું હતું પાણીથી તે ફોગાઇ ગયું હતું. જળચર પ્રાણીયોના બચકાથી તેનું શરીર ઓળખાય નહી એવું થઇ ગયું હતું. કૃષ્ણલાલે ઘણીવાર સુધી તે મુદડાને નિહાળ્યું, આખરે તેણે તે મુદડાને ઓળખી કારમી ચીસ પાડી અરે આતો મારો કરૂણાશંકર ! હા કરૂણાશંકર તારી આ દશા ! અરેરે તારી મને ઘણીજ ઓથ હતી. હાય તારા જવાથી આજ મારી હિમ્મત તુટી ગઇ. અરેરે ! મારૂં ભાગ્ય પલટયું છે. મારા મદદગારો એક પછી એક ચાલ્યા જાય છે, હાય ! જ્ઞાનચંદ્ર ને કરૂણાશંકર મારી પાસે રહેવાથી હુ એમ સમજતો હતો કે હું મારા ધારેલાં કામ પૂરાં કરીશ હા તે મારી સઘળી આશાઓ નષ્ટ થઇ જ્ઞાનચંદ્રની ખબર નથી ને કરૂણાશંકરની આ દશા થઇ. હા ભાઇ ! ઓ કરૂણાશંકર ! તું કયાં ચાલ્યો ગયો ? અરેરે ! તારા વિના દુ:ખમાં દિલાસો કોણ દેશે ? અરે શત્રુઓને સપડાવવાના જોષ કોણ જોશે ? આમ કલ્પાંત કરતો કૃષ્ણલાલ રૂદન કરવા લાગ્યો પાસે ઉભેલા સરદારો પણ આંખ્યોમાંથી અશ્રુ વરસાવતા ગળગળે સાદે તેને શાન્ત કરવા

લાગ્યા આખરે બળાત્કારે મનને શાન્ત કરી કૃષ્ણલાલ બોલી ઉઠયો:- કરૂણાશંકર ! પ્રભુ તારો સ્વર્ગમાં વાસ કરજો ભાઇ ! તારા આવાં ભયંકર મૃત્યુથી મને ઘણું લાગી આવે છે. મારા ભાઇ ! હું આજે તારી સમક્ષ સોગન ખાઇને કહુંછું કે તારી આવી દશા કરનારને પૃથ્વીના પડમાંથી ખોળી કાઢી ઠાર કરીશ, ને તેના લોહીથી તારૂં તર્પણ કરીશ. આ તલવાર મારી સાક્ષી છે. તારૂં વૈર વાળ્યા સિવાય હું તેને મ્યાન કરનાર નથી. બંધુ કરૂણાશંકર ! વૈર વળતાં સુધી હું મિષ્ટ અન્ન જમનાર નથી, તેમજ મદિરા આદી પાન કરનાર નથી, કહી કૃષ્ણલાલે ત્યાં ઉભેલા માણસોને ચિતા તૈયાર કરવાની આજ્ઞા આપી. આસપાસથી લાકડાં વીણી લાવી મોટી ચીતા તૈયાર કરવામાં આવી. ચિતામાં કરૂણાશંકરના શબને સુવારી કૃષ્ણલાલ અગ્નિસંસ્કાર કર્યો લાકડાં ભડભળાટ સળગવા લાગ્યાં થોડીવારમાં કૃપણ કરૂણાશંકરના દેહને અગ્નિ દેવતાએ બાળીને ભષ્મ કરી નાખ્યો ચિતા ઓલવાઇ ગઇ. રાખોડીને સરિતામાં વહેવરાવી સઘળાએ સ્નાન કરી લીધું કૃષ્ણલાલે પોક મૂકી ઘણીવાર સુધી રૂદન કરી હૃદયને હલકુ કર્યું બાદ એક માણસને ખંડેર તરફ મોકલી બાકી રહેલા સરદારો અને સૈનિકોને બોલાવી કૃષ્ણલાલે સર્વ સાથે ત્યાંથી નીકળી નાશી ગયેલાઓની શોધમાં પ્રયાણ કર્યું.



# પ્રકરણ ૭ મું.

## ભીલ દેવી અને કૃષ્ણલાલ.

આજ પ્રાત:કાળમાં ભીલદેવીના નંદનવનના વિશાળ ચોગાનમાં હજારો ભીલ વીરો શસ્ત્રયુકત થઈ એકઠા થયા છે, જ્ઞાનચંદ્ર પણ શસ્ત્ર અસ્ત્ર ધારણ કરી ભીલદેવીની આજ્ઞા સાંભળવાને હાથ જોડી ઉભો છે. સર્વની સન્મુખ ભવાની સમાન ભાસતી ભીલદેવી ગંભીર મુખે ઉભી રહી છે. સર્વ મૌનતાથી ઉભા રહ્યા છે, એવામાં ભીલદેવીએ મૌનતાનો ભંગ કરી ભીલ વીરો સામે જોઇ કહ્યું:–મારા સરદારો ! આજે તમને જે કારણથી અહિં બોલાવવામાં આવ્યા છે, તે કારણ એ છે કે આજે આપણે એક મહાન કાર્ય કરવાનું છે. વીર પુત્રો ! આપણો ધર્મ સર્વનું કલ્યાણ કરવાનો છે. એ ધર્મને અનુસરી આપણે અઘોર કર્મના કરનાર કૃષ્ણલાલને આજે દંડ દેવાનો છે. આપણે આજ સુધી સમજતાં હતાં કે કૃષ્ણલાલ સમજશે ને નીતિનો રસ્તો અખત્યાર કરશે, એ ઉદ્દેશથી આપણે તેને કંઇ પણ નુકશાન કરતાં નહોતાં, પણ તે પાપાત્મા નીતિને રસ્તે ચઢવાને બદલે ઘણુંજ પાપકર્મોમાં પ્રવર્ત થયો છે: ને તેથીહવે તેનો વિનાશકાળ પાસે આવ્યો છે. ગઇ કાલે મારાં સાંભળવામાં આવ્યું છે કે તે પાપી તેના નરકાગારમાં સપડાયેલી એક નિર્દોષ બાળા નામે સરલાની પર અત્યાચાર કરી તેનું જીવન નષ્ટ કરનાર છે, મારા

સરદારો ! આપણે આજે ગમે તે પ્રકારે બાળાનું રક્ષણ કરી પાપીને તેના મંડળ સાથે જડમૂળથી ઉખેડી નાખવાનો છે; અને એજ કારણથી સર્વને એકઠા કરી અત્રે બોલાવવામાં આવ્યા છે. બહાદુરો ! કૃષ્ણલાલ બળવાન છે. તેની પાસે માણસો પણ પુષ્કળ છે. એવા બળવાનની સામે આપણે બાથ ભીડવાની છે. માટે હવે જવાબ દયો કે સર્વને મારી વાત માન્ય છે કે નહિ ?

દેવીનું ભાષણ પુરૂં થતાંજ સર્વને મંડળ ગર્જી ઉઠયું:—અમને આપની આજ્ઞા માન્ય છે. અમે તે પાપીને જડમૂળથી ઉખેડી નાખવાને તૈયાર છીએ. માતા ! નિર્દોષનું રક્ષણ કરવાને એકએક બીજા વીર તેનું લોહી રેડવાને આતુર છે, અને હવે ફકત આપની આજ્ઞાનીજ વાર છે.

માતા ! હવે આજ્ઞા આપો. ઘણા દિવસથી ધુંધવાતા અગ્નિને બહાર કાઢી હું પાપીને તેના મંડળ સાથે નાશ કરી પીતૃ તર્પણ કરીશ. જ્ઞાનચંદ્રે કહ્યું.

“વીરપુત્રો ! તમારાં વચનો સાભળી મને અત્યાનંદ થાય છે. બહાદુરો ! આ જ્ઞાનચંદ્રને તમારો સરદાર સ્થાપી તમારી સાથે મોકલું છું. તે કહે તે પ્રમાણે વર્તવા હું તમને ભલામણ કરૂં છું. પણ તેની સાથે આટલું યાદ રાખજો કે, પાપી કૃષ્ણલાલ જ્ઞાનચંદ્રને જોતાંજ તેનો પ્રાણ લેવા તઇયાર થશે, માટે તમે તેની તરફ નજર રાખજો, ને ન કરે ને નારાયણ કદાચ જ્ઞાનચંદ્ર પાપીયોથી ઘેરાઇ જાય તો જીવનની દરકાર નહી કરતાં તેનું રક્ષણ કરજો. જાઓ, મારા વ્હાલા વીરપુત્રો જાઓ ! પ્રભુ તમારૂં રક્ષણ કરશે ને તેજ

તમારો મદદગાર થઇ તમને વિજય અપાવશે.

ભીલદેવીનું અંતિમ વાકય શ્રવણ કરતાંજ ભીલમંડળે આવેશ-યુકત થઇ દેવીની જય ગર્જના પોકારી. બાદ એકએક ભીલ સરદાર દેવીને નમન કરીને ચાલવા લાગ્યો. છેવટે જ્ઞાનચંદ્ર દેવિના ચરણમાં પ્રણામ કરી જતાં જતાં કહ્યું—માતા જાઉં છું; અને આ કૌમુદીનીને પુનઃ આપના શરણમાં સોંપું છું. કહી તેણે પાસે ઉભેલી કૌમુદીનીને કહ્યું:-પ્રિયે ! જાઓ ! માતાની સેવામાં ઉપસ્થિત થાઓ.

જ્ઞાનચંદ્ર કૌમુદીની મારી પુત્રી છે. તેની ચિંતા કરીશ નહિ. વીર ! જા, ભીલ સરદારો તારી રાહ જોઇ રહ્યા છે, મંગળકાર્ય કરી પાછો વહેલો આવ. દેવિએ આશીશ દીધી. જ્ઞાનચંદ્ર નમન કરી ચાલતો થયો. જોતજોતામાં સર્વ દૃષ્ટિ મર્યાદામાંથી અદૃશ્ય થયા. જ્યાં શુધી તેઓની પર નજર પહોંચી ત્યાં સુધી દેવિ જોઇ રહી. તેમને અદશ્ય થયેલા જોઇ ભીલદેવિએ કામુદીનીને કહ્યું:-કૌમુદીની ! ચાલો હવે આપણે શંકરનું પૂજન કરીએ. અને દુષ્ટને દંડ દેવા ગયેલા આપણા સરદારોના વિજયને માટે પ્રાર્થના કરીયે. કહી કામુદીનીને લઈ દેવિ શંકરના શિવાલયમાં પ્રવેશ્યાં. ને એકાગ્રતાથી પ્રભુનું પૂજન કરવા લાગ્યાં. કૌમુદીની દેવળની પાછળ આવેલી એક કોટડીમાં કે જ્યાં ગાંડી થયેલી કીશોરીને રાખવામાં આવી હતી ત્યાં તેની પાસે ગઇ.

વાચકો ! ચાલો આપણે ભીલમંડળને જોઇએ કે તેમણે શું કર્યું.

"જ્ઞાનચંદ્રની સાથે સર્વ મંડળ થોડીવારમાં કિલ્લાની સમીપ આવી પહોંચ્યું; અને ત્યાંના માર્ગથી જાણીતા જ્ઞાનચંદ્રે છુપી ચાંપો

થી કિલ્લાના સઘળા ભાગ ખોલી નાખી દરેક નાકે થોડા થોડા માણસો મૂકી બાકીનાની સાથે અંદર પ્રવેશ કર્યો. અંદર ઘણી તપાસ કરતાં કૃષ્ણલાલનો પત્તો મળ્યો નહિ, તેમજ તેના સરદારો પણ માલમ પડયા નહિ. કિલ્લામાં ફકત ચાર પહેરેગીરોજ હતા, તેમને બંધીવાન બનાવી કૃષ્ણલાલ કયાં છે? વગેરે પૂછ્યું. પહેરેગીરોએ તેમના સરદાર વિષે જાણતા હતા એટલું જણાવ્યું. તેઓનું કહેવું સંતોષકારક નહિ લાગવાથી જ્ઞાનચંદ્ર કિલ્લાના દરેક ભાગમાં ખુણે ખોચરે ફરી વળ્યો, પણ તેને કોઇ જણાયું નહિ. તેમજ સરલાના સમાચાર પણ મળ્યા નહિ. આથી થાકી કંટાળી તે બંધીવાન સિપાહીઓને લઇ પોતાના માણસો સાથે દેવીની પાસે જવા પાછો ફર્યો,

પેલી તરફ દેવી શંકરની પૂજા સામાત્પ કરી બહાર નીકળવાની તૈયારી કરે છે, એટલામાં તેમણે કોઇકને બોલતાં સાંભળ્યો. દેવી ચમકીને સાંભળવા લાગ્યાં. તે બોલનાર એક પ્રચંડકાય પુરૂષ હતો. તેની સાથે અસંખ્ય માણસો હતા. તેણે સઘળા માણસોને ત્યાં આવેલી ખીણોમાં છુપાઇ રહેવાનો આજ્ઞા કરી શંકરના શિવાલય પાસે આવવા માંડયું. દેવી તેની ભયંકર મુખમુદ્રા નિહાળી સ્તબ્ધ બન્યાં. શરીરે કંપારીઓ આવવા લાગી ભૂમી ભયંકર ભાસવા લાગી ખરેખર! આજે કંઇક ભયંકર બનાવ બનશે, મારો અંતરાત્મા કંપે છે. દક્ષિણ અંગ અપશુકુન જણાવે છે. આવનાર શુભ કામને માટે આવતો હોય એમ જણાતું નથી. પ્રભુ! પ્રભુ! તું કરે તે ખરૂં કહી દેવીએ કૌમુદિનીને બોલાવવા બુમ મારી. કૌમુદિની! બેટા! કૌમુદિની!

કૌમુદિની દૂર હોવાથી તેણે દેવીનો અવાજ સાંભળ્યો નહિ. પ્રચંડકાય પુરૂષ ધીમે ધીમે નજીક આવતો જણાયો. દેવી આતુરતાથી તેની સામે જોઇ રહ્યાં. આખરે છેક નજીક આવતાં એ આવનારને ઓળખી દેવી ઝીણી ચીસ પાડી ઉઠયાં, અરે ! હાય ! આતો પાપી "કૃષ્ણુલાલ ! " અરે ! મારી લાકડી પણ હાલ મારી પાસે નથી. શું કરૂં ? પાપીથી શી રીતે મારો બચાવ કરૂં ? દુષ્ટાત્મા! દુષ્ટ કર્મ કરતાં આંચકો ખાશે નહિ. પ્રભુ ! હવે તુંજ મારો સહાયક છે. આ બાળા તારા શરણુમાં છે. કહી દેવી શાન્ત થઇ ઉભી રહી. થોડીવારમાં કૃષ્ણુલાલ તેની છેક નજીક આવી ઉભો, અને દેવીને થોડીવાર એ-કાગ્રતાથી નિહાળી તે બોલ્યો:—આ વનમાં વાસ કરી, અને દેવી સ્વરૂપે રહી લોકોને ઠગનારી અભાગણી ! આજ હું તને બરાબર ઓળખી ગયો છું, ને તેથી તને પૂછું છું કે તે દિવસે અમને ભય ભીત બનાવી ઠગવાનું શું કારણ હતું ?

"કૃષ્ણુલાલ હું તને પણ સારી રીતે ઓળખી ગઇ છું. તારૂં કામ નિર્દોષના પ્રાણ લેવાનું હતું તો મારૂં કામ તને ઠગી નીતિને રસ્તે લાવવાનું હતું. મ્હેં તને ઠગ્યો નથી એક ભયંકર પાપકર્મ કરતો બચાવ્યો છે, દેવીએ શાંતિથી જણાવ્યું."

"અરે વાહરે તારી ચતુરાઇ ! હું પાપી છું તેમાં તારે શું?"

"મારૂં સર્વસ્વ છે, દુષ્ટને સુધારવો એ મારી ફરજ છે."

"એમ ! પણ એટલું યાદ રાખજે કે તારી સામે ઉભેલો માણુસ તને શિક્ષા કર્યા વીના જનાર નથી." મને સુધારવા ઇચ્છ-નારી ચુડેલ! મારી સામે આવાં વચનો બોલતાં શરમાતી નથી?"

"શા માટે શરમાઉં ? કૃષ્ણુલાલ ! હું તારાથી લગીર પણ ભય પામતી નથી. હું હજી પણ તને કહું છું કે સઘળાં પાપકર્મોને ત્યાગી પ્રભુનું ભજન કર. આવો અમૂલ્ય મનુષ્ય અવતાર ફરીથી પ્રાપ્ત થનાર નથી."

"મારે મનુષ્ય જન્મની દરકાર નથી." હવે તું બોલતી બંધ થા, ને પુછું તેનો જવાબ આપ ?

"તું શું પૂછવા માગે છે ?

"હું તને પુછું છું કે ઘણા દિવસથી ગૂમ થઇ ગયેલો મારો બહાદુર સરદાર જ્ઞાનચંદ્ર કયાં છે ?"

"તારો અજ્ઞાનચંદ્ર હાલ જ્ઞાનચંદ્ર થયો છે, ને તે આનંદથી પ્રભુના શરણમાં રહ્યો છે. "

"શું મારો જ્ઞાનચંદ્ર મરણને શરણુ થયો છે ?"

"મ્હેં તને પ્રથમ જણાવ્યું હવે વિશેષ કહી શકતી નથી."

"ઓ અભાગણી ! તારાં નીડર વચનોથી મને રોમે રોમ ક્રોધ વ્યાપે છે. આ કમ્મરે રહેલી તલવાર તારૂં માથુ જુદું કરવાને હાલે છે. દુષ્ટા ! સ્પષ્ટ જવાબ આપ કે જ્ઞાનચંદ્રનું શું થયું ?"

"જ્ઞાનચંદ્રનું જે થયું તે સારૂં થયું છે, અને ફકત હવે તારૂંજ બાકી રહ્યું છે."

"શું તું મને મારવા ઇચ્છે છે ?"

"હું તને મારવા સમર્થ નથી ! તને મારવો યા જીવાડવો પ્રભુના હાથમાં છે. તારો પાપનો ઘડો ભરાતાં અવશ્ય તું તેનાં ફળ ભોગવીશ."

"ચૂપ કર! તું જાણે છે કે હું આ બધું કોને સંભળાવું છું?"

"હા, ગરીબોની ગરદન પર તલવાર ફેરવનાર, અને પતિવ્રતા બાળાઓની બળાત્કારે લાજ લુંટનાર, એક નરાધમ રાક્ષસને હું સંભળાવું છું."

"ઓહ! શું મારૂં અપમાન! એક ઝેરી નાગનું હડહડતું અપમાન! એ હઠીલી અબળા! હવે તારૂં મરણ પાસે આવ્યું છે."

"મારા મરણની દરકાર તારે કરવાની જરૂર નથી. પણ સમજજે કે હવે તારે વધારે વાર જીવવાનું નથી. પાપી ' તારા ભયંકર પાપ કર્મોથી તારૂં મરણ થશે, ને મરણ સમયે તું ચોધાર અશ્રુએ રડશે." પાપી! તારા અપરાધ અક્ષમ્ય છે. હાય! ત્હેં કેટલાં નિરપરાધી જનોના પ્રાણ લીધા છે, અનેક કુમારિકાઓને દુઃખમાં રીબાવી છે.

કૃષ્ણલાલ! શુદ્ધ કુળમાં અવતાર લઇ ત્હેં કેવાં કર્મ કર્યાં છે તેનો વિચાર કર? અને તે કરેલાં કર્મોનો શું જવાબ આપીશ તેનો પશ્ચાતાપ કર કે જેથી હજી પણ તારા પાપની ભગવાન ક્ષમા આપે."

"બસ બહુ થયું. હું તારા ભગવાનને ઓળખતો નથી. હું તારૂં કહેવું માનતો નથી, અને આજે તને જીવતી રાખનાર નથી."

"તેથી તો હું તૈયાર થઇ તારી સમક્ષ હિમ્મતથી ઉભી છું. કસાઇ! તારી તલવારને ઉપાડ ને સુખેથી આ ગળાપર તેને ચલાવ; પણ યાદ રાખજે કે આનો જવાબ આપતાં તને ભારે થઇ પડશે."

"ઠીક છે તે પછીથી જોઇ લેવાશે. ચાલ તૈયાર થા ને ગરદન નીચે ઝુકાવ. કહી કૃષ્ણલાલે કાળની જીભ સમાન કટાર કમ્મરમાંથી

બહાર ખેંચી કાઢી.

બીલદેવી મરણ નક્કી છે ધારીને ધુંટણીએ પડી પ્રભુની પ્રાર્થના કરવા લાગી. ઘણીવાર પ્રભુની પ્રાર્થના કરી દેવી ઉભી થઇ ને રોષ યુક્તવદને કહેવા લાગી:–ચાલ, ઓ ઘોર ઘાતકી ! ક્ષત્રિયવંશના પાતકી ? મારા પ્રાણનું સુખેથી બળિદાન લે.

તારે કંઇ બોલવું છે ? પુનઃ પાપીએ પૂછ્યું.

બોલવામાં એટલું કે હું મરણથી ડરતી નથી, પણ તારાં ભયંકર પાપકર્મોથી હું તારી થનાર દશા જોઇ કંપું છું, ને મરતાં પહેલાં પણ કહુંછું કે સઘળાં પાપકર્મને ત્યાગ. આમ કહી દેવી આકાશ સામે હાથ જોડીને બોલી:–દયાળુ પ્રભુ ! હું હવે તમારી પાસે આવુંછું. મારા અપરાધની ક્ષમા આપો. હા, મારા દયાળુ સરદારોને સુખી રાખો. હા, મરણ સમયે હું મારાં સ્નેહિજનોને મળી શકતી નથી. તેમાં મારો ગત જન્મનો કંઇક અપરાધ હોવો જોઇએ. પ્રભુ સર્વનું કલ્યાણ કરો. કહી દેવીએ ક્રોધથી પૂછ્યું:–પાપી ! બોલ હવે શું ઇચ્છા છે ?

" તારા પ્રાણનીજ ઇચ્છા છે. "

" લે સુખેથી લે, હું તૈયાર છું. "

અને હું હવે તને સંહારૂં છું. કહી કૃષ્ણલાલે જોરથી કટારનો ઘા કર્યો. દેવીના પ્રષ્ટ ભાગપર કટારનો ઘા થયો. રક્તનો પ્રહાર જોરથી વહેવા લાગ્યો.

હા, રામ. કૃષ્ણ કહી દેવી બે શુદ્ધ થઇ જમીનપર ઢળી પડી. પાપી કૃષ્ણલાલે અટ્ટહાસ્ય કરી બીજો ઘા કરવાને કટાર ઉંચી કરી

કે તરત પાછળથી પકડો, પાપીને પકડો, ના અવાજ સંભળાયા. કૃષ્ણુલાલ કંપ્યો ને પાછળ જોવા લાગ્યો તો અનેક માણસોને ત્યાં દોડી આવતા જોયા. તે નાશી જવાને ચારે તરફ જોવા લાગ્યો, પણ એટલા તો જ્ઞાનચંદ્રે તેના માણસો સાથે ત્યાં આવી તેને ઘેરી લીધો.

## પ્રકરણ ૮ મું

### ભયંકર યુદ્ધ.

હજી જ્ઞાનચંદ્રની દૃષ્ટિ બેશુદ્ધ દેવી ઉપર પડી નહોતી, એટલામાં તો એક ભીલની નજર ત્યાં પડતાં, તે કારમી ચીસ પાડી બોલી ઉઠયો:–અરે સરદાર! આમ તો જુઓ! આ આપણાં દેવી તો લોહી લવાણ થઇ પડયાં છે. હેં! કહી જ્ઞાનચંદ્રે પાછળ દ્રષ્ટિ કરી તો રકત પ્રવાહની વચ્ચે પડેલી બેશુદ્ધ દેવીને નિહાળી. ઓ પ્રભુ! આ શું? કહી જ્ઞાનચંદ્ર દેવીની પાસે ગયો, ને પોક મુકી રડવા લાગ્યો. તેણે દેવીને સાવધ કરવાને ઘણો યત્ન કર્યો, પણ તેનો યત્ન નિષ્ફળ ગયો. ઘામાંથી હજી રૂધીર નીકળતું હતું. જ્ઞાનચંદ્રે ઘાની પર પાટો બાંધી ચાર ભીલને ત્યાંથી દૂર લઇ જવાનું સુચવ્યું. ચારે જણા બેશુદ્ધ દેવીને ત્યાંથી દૂર લઇ જઇ એક પત્થર પર સુવારી સારવાર કરવા લાગ્યા. પાપીનું પાપ કર્મ જોઇ જ્ઞાનચંદ્ર ઉશ્કેરાયો ને ભયંકર ત્રાડ મારી નીચું જોઇ ઉભેલા

કૃષ્ણલાલને કહેવા લાગ્યો–નિરપરાધીના પ્રાણ લેનાર ખૂની! ચાલ સાવધ થા! નીચું જોઇ શું ઉભો છે? પાપના પુતળા! દેવીના પ્રાણનો નાશ કરી તું મનમાં ખુશી થતો હોઇશ પણ હવે તું મારા હાથથી બચનાર નથી.

તેના વચનથી કૃષ્ણલાલે ઉંચે જોયું. તે ચમકયો. ઘણા દિવસથી ગુમ થયેલા જ્ઞાનચંદ્રને ઓળખ્યો. અને તેથી તે બુમ પાડી ઉઠયો:–કોણ સરદાર જ્ઞાનચંદ! આવ, આવ, ઘણા દિવસે મળેલા મિત્ર મને ભેટ. કહી કૃષ્ણલાલ તેને ભેટવા દોડયો. તેને ધકકો મારી દૂર કરી જ્ઞાનચંદ્રે કહ્યું:–દૂર, પાપી દૂર, એક પવિત્ર બાળાના પ્રાણનો નાશ કરી અપવિત્ર થયેલા ખુની! દૂર રહે. તારા અપવિત્ર શરીર સ્પર્શથી હું અપવિત્ર થાઉં છું.

"અરે જ્ઞાનચંદ્ર! તું આ શું બોલે છે?

"હું સત્ય બોલું છું." પાપી હું તને ધિકકારૂં છું અને તારો નાશ કરવા ઇચ્છું છું.

જ્ઞાનચંદ્ર! હું ધારૂં છુ કે તું ભૂલે છે! તું મને ઓળખે છે?"

"હા, હું પાપી કૃષ્ણલાલને સારી રીતે ઓળખું છું. અને નિર્દોષ જનના પ્રાણહંતાને અહિ ઉભેલો પ્રત્યક્ષ જોઉં છું."

"જ્ઞાનચંદ્ર! બોલતાં વિચાર કર, હું કોણ?"

"એક કસાઇ! દુષ્ટ કર્મોનો ભંડાર, અને ગરીબોને છુંદનાર ચંડાળ."

"નહિ, હું તારો સરદાર."

"શું તું મારો સરદાર? નહિ, નહિ, આ જ્ઞાનચંદ્ર હવે નથી તારો તાબેદાર."

"તારી ભૂલ થાય છે હુંજ છું તારો સરદાર, અને નાનપણથી તને પાળનાર."

"નહિ; પાળનાર નહિ પણ મારનાર." ઓ નરાધમ! શું તેં મારા વૃદ્ધ પિતાના પ્રાણનો નાશ નથી કર્યો? શું તેં મને અનીતિને પંથે નથી દોર્યો? કર્મચંડાળ! આ જ્ઞાનચંદ્ર હવે જ્ઞાનવાન થયો છે ધર્મ અધર્મથી સારી રીતે માહિતગાર થયો છે અને તેથીજ આ તારો પાળેલો વિષધર તનેજ દંશ દેવા તઇયાર થયો છો"

"શું તું તારા અન્નદાતાને મારવા ઇચ્છે છે?"

"શું તું મારો અન્નદાતા? મૂર્ખ! બોલતાં શરમા! મારા પિતાને લુંટી તેં અનગળ માલ મેળવ્યો છે, અને તેનાથી તેં મારૂં પાલન કર્યું છે, એમાં તેં શું મોટું કામ કર્યું છે?"

જ્ઞાનચંદ્ર! હજી સમજ! હું તને સોનાના શિખર પર ચઢાવીશ.

"હું તારા સુખના શિખરને ધિક્કારૂં છું. ચંડાળ! તું મને સુખ આપવાને ક્યાં શકિતવાન છે! તું અત્યારે મારા પંજામાં છે, તારા પ્રાણ હવે આ હાથમાં જ છે."

શું તું મને કેદ કરવા ઇચ્છા રાખે છે! શું હું તારો કેદી? જ્ઞાનચંદ્ર! આ એક વખતના તારા સરદારને કેદી કહેતાં શરમાતો નથી? હું કોણ તેનો વિચાર કર?

"અરે કર્યો વિચાર! તું મારો સરદાર નહિ પણ હવે મારો શીકાર"

"શું હું તારો શીકાર?"

"હા, હા, હજાર વાર મારો શીકાર! ખુની! હવે હું વધારે વાર તારૂં ટાયલું સાંભળવા નથી માગતો."

"ત્યારે તું શું માગે છે?"

"મ્હોત! તારૂં મ્હોત! જ્યાં સુધી પિતાનું વૈર વાળ્યું નથી, જ્યાં સુધી આ નિર્દોષ દેવીની સમાન તું લોહીમાં તરબોળ થઇ પડયો નથી; ત્યાં સુધી મ્હોત, બસ તારૂં મ્હોત." કહી જ્ઞાનચંદ્રે મ્યાનમાંથી તલવાર ખેંચી કાઢી.

"ચૂપ કર ગુલામ! મોઢે રાખ લગામ. કહી કૃષ્ણલાલે પણ તલવાર ખેંચી"

"ચાલ હોંશીયાર! કહી જ્ઞાનચંદ્રે ભયંકર ગર્જના કરી પોતાના સરદારોને કહ્યું:-શું જોઇ રહ્યા છો મારા બહાદુરો! આ પાપીની ઉપર તૂટી પડો. તેના ઝીણા કટકા કરો, ને તેના લોહીથી તમારા હાથ રંગી દેવીનું વૈર વાળો. સરદારના શબ્દોથી ભીલ લોકો ઉશ્કેરાયા, ને આવેશ યુક્ત થઇ કૃષ્ણલાલની પર ધસ્યા. તરત કૃષ્ણલાલે પણ ખભે ભરાવેલું રણશીંગુ વગાડયું. તેના નાદથી ખીણોમાં છૂપાઇ રહેલા તેના અસંખ્ય સૈનિકો ત્યાં દોડી આવ્યા. ભયંકર કાપાકાપી થવા લાગી. તલવારોના ખડખડાટ સંભળાવા લાગ્યા. મારો કાપોના પોકારા થવા લાગ્યા. ભીલ સરદારો, હર, હર, મહાદેવના પોકારો કરતા દુશ્મનોને કાપવા લાગ્યા. જ્ઞાનચંદ્ર, તેની લાંબી તલવારથી શત્રુઓને કાપતો, ને પોતાના માણસોને ઉશ્કેરતો ચારે તરફ ઘુમતો હતો. કૃષ્ણલાલના ક્રોધની સીમા નહોતી. તેની લાંબી તલવાર ચારે તરફ ફરી શત્રુઓના બે ભાગ કરતી હતી. તે વારંવાર પોતાના માણસોને હિમ્મત આપતો હતો. આવી રીતે લગભગ ત્રણ કલાક સુધી ભયંકર યુદ્ધ ચાલ્યું. આખરે કૃષ્ણલાલના અસંખ્ય સૈનિકોના પ્રબળ મારાથી ભીલ સૈન્ય પાછળ હઠવા લાગ્યું. તેમને પાછળ હઠતા

જોઇ જ્ઞાનચંદ્ર આગળ ધસી આવ્યો ને મોટો અવાજે બોલ્યો:— મારા સરદારો ! પીઠ બતાવશો નહિ. પીઠ બતાવી કલંક લગાડવા કરતાં રણભૂમીમાં સૂઇ રહી અક્ષય કીર્તિ મેળવજો. ચાલો મારા વીરો ! ચાલો ! શત્રુઓના ભાર નથી કે આપણને હરાવી શકે. શ્રી શંકર ભગવાન આપણા મદદગાર છે. મારા બહાદુરો ! દુશ્મનોને મારો, શું જોઇ રહ્યા છો ? કહી જ્ઞાનચંદ્ર દુશ્મન દળમાં તૂટી પડયો. ભીલ સૈન્ય પણ સરદારનું અનુકરણ કરી તૂટી પડયું. જ્ઞાનચંદ્રને નાના મોટા જખમો થયા હતા, ને તેમાંથી લોહી વહેતું હતું, છતાં તેની દરકાર નહિ કરતાં તે કૃષ્ણુલાલનો નાશ કરવાનો પ્રસંગ ખોળતો હતો. બન્ને પક્ષમાં પુનઃ તુમુલ યુદ્ધ મચી રહ્યું. એવામાં દૂરથી ધુળના ગોટ ઉડતા જણાયા. અલ્પ સમયમાં તો રત્નગરથી સૈન્ય લઇ નીકળેલો પ્રધાન રાયમલ રાજા ચંદ્રશેખર સાથે ત્યાં આવી પહોંચ્યો. તેણે કૃષ્ણુલાલની કિલ્લામાં તપાસ કરી હતી. ત્યાં તેને કૃષ્ણુલાલ કે સરલા કોઇના સમાચાર નહિ જણાયાથી તે નિરાશવદને તેની શોધમાં નીકળ્યો હતો. દૂરથી તેણે માણુસોની બૂમરાણ સાંભળી હતી. તેણે સૈન્યને ઝડપથી ચાલવાની આજ્ઞા કરી. પાસે આવતાંજ તેને સઘળુ જણાઇ આવ્યું. તરત તેણે પોતાના સૈન્યને કૃષ્ણુલાલના સૈન્ય પર આક્રમણ કરવાની આજ્ઞા આપી. મહારાજ ચંદ્રશેખરના વિજયની જયગર્જના પોકારી વીર સૈનિકો ભૂખ્યા વરૂની માફક દુશ્મનના સૈન્ય પર તૂટી પડયા, દુશ્મનોની સામે પ્રાણુની દરકાર કર્યા વિના લડતા ભીલ વીરોને આ અણુધારી મદદ મળતાં પુનઃ બમણા જોરથી દુશ્મનોને કાપવા લાગ્યા. તલવારો વિજળીની માફક ચમકવા લાગી. લાંબા ભાલાઓ લોહીવર્ણા થઇ ઉંચે નીચે ઉછળવા લાગ્યા. નાનકડી

બંદુકો, પિસ્તોલો વગેરેના અવાજ સંભળાવા લાગ્યા. સૈનિકોના પદ પ્રહારથી આકાશ ધુળથી ઢંકાઇ ગયું. સર્વત્ર મારો, કાપોના ધ્વનિ થવા લાગ્યા. ઘાયલ થયેલા સૈનિકો બૂમેબૂમ પાડવા લાગ્યા. લાહીની નદી ચાલવા લાગી. મદોમન્મત વીર પુરૂષો મૃત દેહનો ઉપર પગ મૂકી દુશ્મનોને સંહારવા લાગ્યા. ઉશ્કેરાયેલો કૃષ્ણલાલ, ચારે તરફ તલવાર ચલાવતો રાયમલની સમક્ષ આવી પહોંચ્યો. તેને જોતાંજ વૃદ્ધ રાયમલ ઉગ્ર ક્રોધથી બોલી ઉઠયોઃ—દુશ્મન ! તું ભલે આવ્યો ! ઉભો રહે ! હવે હું તને તારા કરેલા કર્મનું ફળ ચખાડું છું. કહી રાયમલે તેની પર તલવારનો પ્રહાર કર્યો. તેનો ઘા તલવાર પર ઝીલતાં કૃષ્ણલાલ બોલ્યો:—બુઢ્ઢા ! ઘા કરવાની તારામાં આવડત નથી. જો ઘા તો આમ થાય ! કહી તેણે તલવાર ઉંચી કરી. એટલામાં તો જ્ઞાનચંદ્રે પાછળથી ધસી આવી તેના ઉંચા થયેલા હાથને તલવારથી જુદો કરી નાંખ્યો. ઘાની વેદનાને નહિ ગણકારતાં કૃષ્ણલાલે બીજા હાથથી તલવાર ઉઠાવી; અને રૌદ્ર ગર્જના કરી જ્ઞાનચંદ્ર પર ધસ્યો. કૃષ્ણલાલના સૈનિકો એક પછી એક રણમાં સૂવા લાગ્યા. સાંજ સુધીમાં તો તેના બધા સૈનિકો મરણને શરણ થઇ ગયા. લોહીથી રંગાયેલા કૃષ્ણલાલ, જીવન, મરણની દરકાર કર્યા વિના જ્ઞાનચંદ્રની સાથે પૂર્ણ પરાક્રમથી લઢતો હતો. તેના પ્રબળ ધસારાથી જ્ઞાનચંદ્રને ઘણીવાર પાછા હઠવું પડતું હતું. છેવટે કોપયુક્ત થયેલા કૃષ્ણલાલે જ્ઞાનચંદ્રને મૂર્છિત કરી નાખ્યો, તે તેને નીચે પડેલો જોતાં પાપી તેનો પ્રાણ લેવાને ઉત્સુક થયો; કે તરત પાછળથી રાયમલે સૈનિકો સાથે ત્યાં દોડી આવી તેને પકડી લીધો. તેના હાથમાંથી તલવાર છીનાવી લીધી, તેને હાથે પગે દોરડાંથી મજબુત બાંધી દીધો. એટલી વારમાં

જ્ઞાનચંદ્ર સાવધ થયો. તેણે પાપીને બંધીવાન થયેલો જોઇ, હવે તેને વધારે વાર જીવતો રાખવામાં સાર નથી, કહી જ્ઞાનચંદ્રે તેનું માથું જુદું કરવાને તલવાર ઉંચી કરી તેને પૂછ્યું:—કુટિલ કૃષ્ણુલાલ! આજે તારો અંત આવે છે. આ જ્ઞાનચંદ્ર આજે પિતાનું વૈર વાળે છે. તારો નાશ થતાં પહેલાં તને પુછું છું કે તારી કંઇ ઇચ્છા બાકી છે?

તેના વાકયોથી કૃષ્ણુલાલ કંપવા લાગ્યો, ને ભયંકર અવાજે બોલ્યો:–નિમકહરામ! તારાં વચનો મને અસહ્ય લાગે છે. હા, જેની ધાકથી દુશ્મનો કાંપતા હતા, એ કૃષ્ણુલાલને આજે તેનો એક નોકર હલકા શબ્દો સંભળાવે છે. જ્ઞાનચંદ્ર ચાલ! તલવારનો ઘા કરી મને આ સંસારમાંથી છૂટો કર. હું તને ધિક્કારૂં છું.

"પાપી! મરણ સમયે પ્રભુનું નામ તો લે?" જ્ઞાનચંદ્રે કહ્યું.

"પ્રભુ કોણ? કૃષ્ણુલાલનો પ્રભુ કોઇ નથી. મને તેની દરકાર નથી."

"એમ તો લે તારાં પાપનું ફળ. કહી જ્ઞાનચંદ્રે તેને મારવા તલવાર નીચી ઉતારી કે તરત પાછળથી અવાજ આવ્યો. સબુર! પાપીને હજી જીવવા દો. જ્ઞાનચંદ્રે પાછળ જોયું તો તેને જણાયું કે પચીસેક માણસોનું ટોળું તેની તરફ આવે છે, અને તેમાં આગળ ચાલનાર પાપીને મારવાનું બંધ રાખવા સૂચવે છે."

શું તેઓ દુશ્મનો હશે? આમ મનમાં બોલતો જ્ઞાનચંદ્ર આવનારની તરફ જોઇ રહ્યો. સૈનિકોની વચમાં બંધીવાન થઇને ઉભેલો કૃષ્ણુલાલ પણ એ તરફ જોવા લાગ્યો. રાજા ચંદ્રશેખર અને રાયમલ

એક બીજાની સાથે કંઇક વાતો કરતા કોણ આવે છે એ આતુરતાથી જોઈ રહ્યા.

દૂરથી આવતા માણસો ઝડપથી પગ ઉપાડતા થોડીવારમાં ત્યાં આવી પહોંચ્યા. સાની આગળ આવનાર બે યુવાન હતા, ને તેમની પાછળ બે સુંદર બાળાઓ હતી. ચારે જણાં મહારાજાના ચરણમાં પડયાં. મહારાજા તેમને જોતાંજ ગળગળા થઇ બોલી ઉઠયા:–અરે કોણ " સરોજ અને સરલા ?"

" હેં ક્યાં છે મારી સરલા ? " કહી વૃદ્ધ રાયમલ આગળ દોડી આવ્યો.

આ રહી બાપુ ! કહી સરલા પિતાને પગે પડી.

" સઘળાં મળ્યાં, આનંદ વર્તાયો, કુંજે મહારાજાને સર્વ બીનાથી જાણીતા કર્યા. મહારાજાએ તેને અચાનક શી રીતે આવવું થયું એમ પૂછ્યું. જવાબમાં કુન્જે જણાવ્યું કે:–કિશોરી નામની એક બ્રહ્મકન્યાની શોધમાં અમે નીકળ્યાં હતાં, અને ફરતાં ફરતાં અત્રે આવી ચઢયા. કહી કુન્જે કૃષ્ણલાલ તરફ જોઇ પૂછ્યું:–કાં કૃષ્ણલાલ ! શું સમાચાર છે ? "

" સમાચાર સારા છે, આ સિંહ હાલ બંધનમાં છે. "

" મને ઓળખે છે ? "

" હા, તું મારો બેવફા થરેલો દોસ્ત છે. " અને આજે સમજી ગયો છું કે મારી દશા થઇ છે તે તારીજ યુક્તિયોનાં ફળ છે.

" કૃષ્ણલાલ ! મને તારી દયા આવે છે, ને તેથી હું તને જીવાડવા ઇચ્છું છું. "

"બેવફા! હું તારી દયાનો તિરસ્કાર કરૂં છું. ને તમારા આપેલા જીવતદાનથી મરવાનું હજારગણું પસંદ કરૂં છું."

"કૃષ્ણલાલ! અભિમાનનો ત્યાગ કર! સલાહ સંપથી ચાલી હવે નીતિના માર્ગને ગ્રહણ કર!"

"કુન્જ! તું મને ઉપદેશ આપવા લાયક નથી."

"શું હું તારો મિત્ર નથી?"

"ના? મારો મિત્ર મારો નાશ: કરાવેજ નહિ. દુશ્મનની ગરજ સારનારા મિત્ર! જો આ મારા વફાદાર દોસ્તો! કે જે તેના દોસ્તને માટે આ રણભૂમિમાં મૃત્યુવશ થઈ સૂતા છે. આનું નામ દોસ્ત કહેવાય!"

"કૃષ્ણલાલ! મ્હેં જે કાંઈ કર્યું છે તે તને નીતિના રસ્તે લાવવાને માટેજ."

"નહિ." ત્હેં મારા મરણની જાળ બીછાવી છે. કુન્જ! હું નીતિનો કાળ છું અને તેનો સંહાર કરનારા વિકાળ વ્યાળ છું.

"કૃષ્ણલાલ! તારે જીવવું છે ક મરણને મળવું છે?"

"મૂર્ખના સરદાર!" મ્હેં પ્રથમજ જણાવ્યું કે, હું જીવવા કરતાં મર ને ઘણું ચાહું છું. મરણ મારો વફાદાર દોસ્ત છે."

"ઠીક છે." પણ તે મહેલાં મારા એક પ્રશ્નનો જવાબ આપ!

"તારા એક પણ પ્રશ્નનો હું જવાબ આપનાર નથી."

તેના વચનોથી જ્ઞાનચંદ્રને ક્રોધ ચઢયો. તેણે બૂમ પાડી કુન્જને કહ્યું:—કુન્જવિહારી! પાપીની સાથે વધારે વાર્તાલાપ કરો નહિ. તે

અભિમાની તમારૂં કહેવું માનશે નહિ, માટે હવે તેને યમ પુરી તરફ રવાને કરવા દ્યો. કહી જ્ઞાનચંદ્રે પુનઃ તલવાર ઉઠાવી. કુન્જે તેનો હાથ પકડી લીધો. જ્ઞાનચંદ્રના વર્તનથી સરલા આશ્ચર્ય પામી. તે જ્ઞાનચંદ્રને એક નીચ માણુસ સમજતી હતી પણ તેના આજના વર્તનથી ઘણી પ્રસન્ન થઇ. દુશ્મનોની ઘેરાયેલો, અને મરણની છેક છેલ્લી ઘડી સુધી પહોંચી ચૂકેલો કૃષ્ણુલાલ નિડરતાથી દુશ્મનોની વચમાં ઉભો રહી જવાબ દેતો હતો. તેના મુખ પર હર્ષ કે શોકનું ચિહ્ન જણાતું નહોતું. તેનો એક હાથ કપાઇ ગયો હતો. તેમાંથી અત્યંત રકતધારા વહેતી હતી છતાં તેની વેદનાની દરકાર કર્યા વિના કૃષ્ણુલાલ હિંમતથી ઉભો રહ્યો હતો. પુનઃ કુન્જે તેને પૂછયું.

"ભાઇ! મિત્ર માન કે દુશ્મન માન! પણ મારા એક પ્રશ્નનો જવાબ આપ?"

"હું તારી સાથે કદાપિ પણ મિથ્યાલાપ કરનાર નથી,"

"હું તને વિનંતી કરીને કહું છું કે મારૂં કહેવું શ્રવણ કર!"

"શું છે?"

"તારાં કાળાં કૃત્યોની ભોગ થયેલી સતી સુકન્યા ક્યાં છે?

"સુકન્યા! કોણ સુકન્યા?" કૃષ્ણુલાલે ચમકીને પુછયું.

"તારા પાપીના પનારે પડી દુઃખી થયેલી તારી પત્ની સુકન્યા ક્યાં છે?"

સુકન્યાનું નામ શ્રવણ કરતાં કૃષ્ણુલાલ ધ્રુજી ઉઠયો. તેણે આકાશ સામે દૃષ્ટિ કરી. તેના મુખપર શોકની છાયા છવાવા લાગી. તેની આંખ્યોમાંથી અસ્ખલિત અશ્રુધારા વહેવા લાગી.

તેણે કપાળે કરપ્રહાર કરી કહ્યું:–હા, સુકન્યા, સુકન્યા!

બરોબર જવાબ નહિ મળવાથી પુનઃ કુન્જે પુછ્યું:–કૃષ્ણલાલ! "સુકન્યા ક્યાં છે?"

હજી તો કૃષ્ણલાલ જવાબ આપે તે પહેલાં તો દેવીની સારવાર કરનારામાંથી એક જણે બુમ મારી:–ઓ જ્ઞાનચંદ્રભાઇ! અહિં આવો! દેવી થોડાં સાવધ થયાં છે, ને તે સર્વને પાસે બોલાવી કંઇક કહેવા ઇચ્છે છે.

તરત જ્ઞાનચંદ્ર દોડયો, ને દેવીનું માથું ખોળામાં લઇ તેમના મુખમાં જળસિંચન કરવા લાગ્યો.

રાજા ચંદ્રશેખર સઘળા સઇનિકોને ત્યાંજ મુકામ નાખવાની આજ્ઞા કરી. કુન્જ, સરોજ, સરલા, રાયમલ, રાજા ચંદ્રશેખર, ચાર સઇનીકોની વચમાં કૃષ્ણલાલને રાખી દેવીની પાસે આવ્યા, અને પુર્ણ નયને દેવીનો અંતિમ કરૂણ દેખાવ જોઈ રહ્યા.

## પ્રકરણ ૯ મું.

### પાપીનો પસ્તાવો અને સતિનો સદ્બોધ.

રાત્રિ પડી ચુકી હતી. ચંદ્રદેવ શ્વેત કિરણો પૃથ્વીપર પાથરી સૃષ્ટિની સાન્દર્યતામાં વધારો કરી રહ્યા હતા. પણ આજે આ શશીનાં શીતળ કિરણોથી રજની આનંદકારક લાગવાને બદલે ભયંકર અરે શુન્યકારમયી ભાસતી હતી, કારણ કે આ સમયે આ

સમયે એક પરોપકારી બાળાનો અંતિમ સમય આવી પહોંચ્યો હતો, તેના પવિત્ર આત્માને લેવા દેવદૂતો આવ્યા હતા. અને પવિત્ર આત્માની દેહમાંથી નીકળવાની રાહ જોઇ રહ્યા હતા. પહોળી શીલાપર દેવીના શરીરને સુવારયું હતું. તેનું માથું ખોળામાં લઇ બેઠેલો જ્ઞાનચંદ્ર ડુસકાં ભરી રડતો હતો પોતાની દેવીના દુઃખદાયક સ્થિતિ નિહાળી ભીલ લોકો દયામણે મુખે ઉભા ઉભા અશ્રુ વિસર્જન કરતા હતા. કુન્જ—સરલા—સત્યવ્રત—પ્રધાન રાજા વગેરે ચિંતાયુક્ત વદને દેવીના સામું જોઇ રહ્યા હતા. પાપી કૃષ્ણુ-લાલ સિપાહીઓની વચમાં માથે હાથ ટેકવી કંઇક વિચારમાં બેઠો હતો, સમય સમયનું કામ કરવા લાગ્યો. ઘણીવારે દેવીએ આંખો ઉઘાડી. અસ્ફુટ શબ્દે કહ્યું:—પાણી પાઓ.

તરત જ્ઞાનચંદ્રે દેવીના મુખમાં પાણી રેડયું. દેવીએ જ્ઞાનચંદ્રના સામે જોયું. દેહમાં અપાર દર્દ થતું હતું છતાં માતૃવત્સલ હૃદય જ્ઞાનચંદ્રને જોઇ બોલ્યું:-જ્ઞાનચંદ્ર હું કયાં છું?

"માતા!" આપણા સ્થાનમાં.

"પુત્ર! તારૂં કલ્યાણ થાઓ!" હું હવે જાઉં છું. કારણ કે મૃત્યુ સમીપ આવી પહોંચ્યું છે. જ્ઞાનચંદ્ર! કૃષ્ણુલાલનું શું થયું?

"મા" કૃષ્ણુલાલ બંધીવાન થઇ અહિં બેઠેલો છે. હું તેને મારી નાંખવાની તઇયારીમાં હતો, તેવામાંજ આ ઉભેલા કુન્જવિહારી નામના માણુસે મને અટકાવ્યો હતો.

"હા, શું કુન્જ! આહ! મને અપાર વેદના થાય છે! જ્ઞાનચંદ્ર! તે કુન્જવિહારીને મારી પાસે બોલાવો"

જ્ઞાનચંદ્રે કુન્જને ઇશારતથી પાસે આવવા સુચવ્યું.

કુન્જ પાસે આવ્યો, ને નીચો નમી દેવીના મુખ સામે જોવા લાગ્યો. દેવીના મુખનું અવલોકન કરતાંજ કુન્જ ચમકયો ને એકાએક રડી પડી બોલી ઉઠયોઃ—ઓ ! હાય ! વિધાતા ! આ કયા જન્મનું વઇર વાળ્યું ! ઓ બહેન "સુકન્યા" તારૂં આ શું થયું ? કહી કુન્જ દેવીના દેહપર માથું નાખી રડવા લાગ્યો. તેના માથાપર હાથ ફેરવતી દેવી તેને શાન્ત કરતી કહેવા લાગીઃ—કુન્જ ! વીરા ! કલ્પાંત કર નહિ ! થનાર વસ્તુ મિથ્યા થતી નથી.

ઓ મારી બહેન ! હાય ! તારાથી જુદાં પડી તારી શોધમાં ઘણું રખડયો ને છેવટે તેને મળતાં આ દેખાવ નજરે પડયો.

"ભાઇ !" ઇશ્વરઇચ્છાનુસાર સૌ થયા કરે છે. માટે શાન્ત થા.

સત્યવ્રત કયાં છે ? તેને બોલાવો ને મને પાણી પાઓ. જ્ઞાનચંદ્રે પુનઃ જળ પાયું. સત્વવ્રત પાસે આવ્યો, ને પોકે પોકે રડવા લાગ્યો. મહારાજા, પ્રધાન વગેરે પાસે આવ્યા. સર્વને ભીલદેવી કોણ હતી તેની ઓળખાણ પડી ગઇ. સર્વ સુકન્યાને શાંતિ આપવા લાગ્યા. સુકન્યાએ સર્વને આશીશ આપી. સરોજ અને સરલાના માથે પ્રેમપૂર્વક હાથ મુકી શુભ શીખામણ દીધી. બન્ને બાળકો તેના પગ પાસે બેસી કલ્પાંત કરવા લાગ્યાં. કુન્જ અને જ્ઞાનચંદ્રના શોકની તો અવધીજ નહોતી. જ્ઞાનચંદ્રને રડતો જોઇ પુનઃ દેવીએ કહ્યુંઃ— જ્ઞાનચંદ્ર શા માટે રડે છે ? હું પ્રભુના ધામમાં જાઉં છું તે સમયે અશ્રુ પાડ નહિ. પુત્ર ! ત્હેં મારી આજ્ઞાઓ આજ પર્યંતપાળી છે. તને સદા સર્વદા પ્રભુ સુખી રાખો.

"જ્ઞાનચંદ્ર ! હવે કૃષ્ણલાલના મુખના દર્શન કરાવો. હવે જ જ્ઞાનચંદ્રને ખબર પડી કે કૃષ્ણલાલ દેવીનો સ્વામી છે અહા !

જે બાળા મરણ સમયે તેના પતિના મુખનું દર્શન કરી મરે છે, તે સકળ પાપથી નિર્મુક્ત થઈ અંતે શ્રેષ્ટ પદને પ્રાપ્ત કરે છે. સુકન્યાનું વાક્ય શ્રવણ કરી તરત કુન્જ નીચું વદન કરી બેઠેલા કૃષ્ણલાલ પાસે આવ્યો. હજી કૃષ્ણલાલ સુકન્યાથી અજાણ હતો, તેતો અત્યાર સુધી કંઇક વિચારોમાં નિમગ્ન થયો હતો. કુન્જે પાસે આવી તેને વિચારમાંથી જગાડી કહ્યું:–કૃષ્ણલાલ !"

"હાં, શું છે ? વિચારમાંથી જાગી તેણે પૂછ્યું."

"મારૂં એક વચન માન્ય કરીશ ?"

"હા, કરીશ. ભાઇ ! હવે મ્હેં સઘળા દુષ્ટ વિચારોનો ત્યાગ કર્યો છે, ને આ આત્માને પ્રભુના ચરણમાં ધ્યાનસ્થ કર્યો છે. બોલ તારે શું કહેવું છે !"

"કહેવાનું એજ કે જે ભીલદેવીને તેં મૃત્યુના મુખમાં હોમી છે, તે તને બોલાવે છે, ને તારી ક્ષમા માગવા ઇચ્છે છે."

"ચાલ હું આવું છું. તે સતી દેવીનો હું ગુન્હેગાર છું. તે નિર્દોષના પ્રાણનો સંહાર કરનાર પાપી હું છું. અહા ! કેવું શાન્ત હૃદય ! જે પાપીએ તેનો અક્ષમ્ય અપરાધ કરી તેના દેહને નષ્ટ કર્યો છે હા, તેજ પાપીની તે પવિત્ર બાળા ક્ષમા માગવા ઇચ્છે છે ! અહા ! કેવું પવિત્ર હૃદય ! કહી કૃષ્ણલાલ દેવીની સમક્ષ આવ્યો. તેને જોતાંજ દેવીએ પાસું ફેરવી તેના સામે જોઇ કહ્યું:—આમ પાસે આવો, ને મારા અપરાધની ક્ષમા આપો.

"મહાદેવી ! ક્ષમાને લાયક તો હું છું છતાં આવું કહી આ મરણને મળવા આતુર થયેલા પાપી જીવને શા માટે વિશેષ પાપનો ભોક્તા બનાવો છો ? દેવી ! હું કુટિલ કૃષ્ણલાલ ભયંકર નીચ આ-

ચરણોનો આચનાર છું. પવિત્ર દેવી ! આ દુષ્ટના હાથે તમારો નાશ થયો છે. હું પસ્તાઉં છું, ને તમારી ક્ષમા યાચું છું. મને ક્ષમા આપો. કહી કૃષ્ણુલાલ હાથ જોડી તેને પ્રમાણુ કરવા નીચો નમ્યો, કે તરત તેને તેમ કરતો અટકાવી દેવીએ કહ્યુ:-ક્ષમાની જરૂર નથી. તમને પશ્ચાત્તાપ કરતા જોઇ હું ખુશી થાઉં છું. હા, રામ, કૃષ્ણુ, પાણી...દેવીએ પાણી માગ્યું. પુનઃ તેને પાણી પાવામાં આવ્યું. કૃષ્ણુલાલની આંખ્યોમાંથી અસ્ખલિત અશ્રુધારા વહેવા લાગી. દેવીએ તેને શાન્તિ આપી પૂછ્યુંઃ મને ઓળખો છો ?

"દેવી" ! પ્રથમ આ અભાગી જીવ આપનાં પવિત્ર કામોને ઓળખી ન શકયો, પણુ અત્યારે આપ પવિત્રતાની મૂર્તિ અને જગતનાં કલ્યાણુકારી દેવીજ છો ?

" કૃષ્ણુલાલ ! હું દેવી નથી, પણ તમારી પત્નિ સુકન્યા છું." કૃષ્ણુલાલની આગળ જાણે તોપનો ગોળો ફાટયો હોય અને તે ચમકે તે પ્રમાણે તેને ઓળખતાંજ કુટિલ કૃષ્ણુલાલ બૂમ પાડી ઉઠયો ઓહ ! કોણુ મારી સુકન્યા ! કોણુ મારી ગ્રહદેવી ! આ પતિતનો ઉદ્ધાર કરનારી પવિત્ર પ્રેમદા સુકન્યા ! તારો હું મહાન્ અપરાધી છું. દેવી, દેવી ! મને બચાવ. મને ક્ષમા આપ. કહી કૃષ્ણુલાલ કલ્પાંત કરતો જમીનપર આળોટવા લાગ્યો. અને બાકી રહેલા એક હાથથી માથું કુટવા લાગ્યો. કુન્જે તેને પકડી રાખ્યો. દેવીએ ઉઠવાનો પ્રયત્ન કર્યો. જ્ઞાનચદ્રે ધીમે રહી તેમને બેઠાં કર્યા. બે ભીલ સરદારોએ પાછળ બેસી ટેકો આપ્યો, કૃષ્ણુલાલનું કલ્પાંત નિહાળી સુકન્યાની આંખમાં પણુ અશ્રુ આવ્યાં. તેણે ધીરે સાદે કહ્યું:-સ્વામિન્ ! પાસે આવો.

"પાપી ને સ્વામિન્ શબ્દ કહી પવિત્ર જીભને અપવિત્ર કરનારી પવિત્ર પ્રેમદા ! આ કુટિલને હવે એવા નામથી બોલાવ નહિ. હું તારો સ્વામી નથી પણ એક ભયંકર કર્મોનો કરનાર પ્રેત છું. કૃષ્ણુલાલે પાસે આવતાં કહ્યું."

"ગઇ ગુજરી ભૂલી જાઓ, ને મરણ સમયે જો આપ મારૂં શુભ ઇચ્છતા હો તો આ સઘળા જનોને મળી લ્યો, ને તેમની ક્ષમા યાચો."

"હા, હવે હું એમજ કરૂં છું. કહી કૃષ્ણુલાલ પાસે ઉભેલા કુન્જને કહેવા લાગ્યોઃ–વ્હાલા બંધુ કુન્જ ! આવ, આ તારા કર્મહિન્ કુટિલ કૃષ્ણુલાલને ભેટ, અને મારાં અપરાધની ક્ષમા આપ."

"બંધુ ! હું તને ક્ષમા આપવાને લાયક નથી. પ્રભુ તને ક્ષમા આપો. કુન્જે તેને ભેટતાં કહ્યું.

તેને ભેટી કૃષ્ણુલાલે સરોજ અને રાયમલ તરફ દષ્ટિ કરી કહ્યુંઃ—

પિતા તુલ્ય રાયમલજી ! અને બંધું સરોજકુમાર ! આ પાપીએ તમને દુઃખ દેવામાં બાકી રાખી નથી. તે સઘળું હવે ભૂલી જાઓ, અને મરતાં પહેલાં આ પાપીના અપરાધની ક્ષમા આપો. કહી કૃષ્ણુલાલ હાથ જોડી ઉભો રહ્યો.

કૃષ્ણુલાલ ! અમે તને ખરા હૃદયથી ક્ષમા આપીએ છીએ. પ્રભુ તારી સદ્બુદ્ધિ કરો. તેમની ક્ષમા મેળવી કૃષ્ણુલાલે મહારાજાને પ્રણામ કર્યા, ને પછી સરલાની પાસે જઇ તેના ચરણમાં માથું મૂકી કહેવા લાગ્યોઃ–બ્હેન ! તારો તો હું અક્ષમ્ય અપરાધી છું ! હાય

બ્હેનની ઉપર કુદૃષ્ટિ કરતાં આ આંખ્યો કેમ ફુટી ગઇ નહિ. વ્હાલી બ્હેન ? મારી પર દયા કર, ને આ તારા અભાગી બંધુને ક્ષમા કર.

"તેનો હાથ-પકડી ઉભો કરતાં સરલાએ કહ્યું:-કૃષ્ણુલાલ ! હું તને ભાઇ સમાનજ ચાહું છું, ને તારાં પાપકર્મોની ઇશ્વર ક્ષમા આપો એમ યાચું છું, ત્યાર બાદ સત્યવ્રત વગેરે તમામને પ્રણામ કરી કૃષ્ણુલાલ સુકન્યાને કહેવા લાગી:—

સતી સુકન્યા ! આ પાપીના હાથે અકાળે મરણુના મુખમાં ફસાઇ પડેલી પવિત્ર પ્રેમદા ! હું તારો તો મહાન્ અપરાધી છું. હાય ! તારાં સુવાક્યો મેં શ્રવણુ કર્યાં નહિ. નાહક ક્રોધને વશ થઇ તારી પર જુઠ્ઠાં આળ ચઢાવી તને દુઃખમાં હડસેલી મૂકી. હાય ! આ પાપીને પનારે પડી તું સુખ ભોગવવાને બદલે અત્યંત દુઃખી થઇ. સુકન્યા ! સુકન્યા ? મારૂં હૃદય બળીને ભસ્મ થાય છે. હા, હવે એક ઉપાય રહ્યો નથી. અરેરે ! હાથમાં આવેલું અમૃત ઢોળી દઇ મ્હેં વિષપાન કર્યું છે. ઘરમાં રહેલી ગંગામાં સ્નાન કરવાને બદલે હું મૂર્ખ વૈતરણીમાં નાહ્યો છું. હાય ! આ કરેલાં કર્મથી હું કયારે છૂટીશ. ઓ મારી સતી સુકન્યા ! હું ઘોર ઘાતકી પાતકી છું. હું ભયંકર યમના દૂતોને દોડી આવતા જોઉં છું. દેવી ! તેમની પાસે કાળ પાસ છે. તેઓ મારા ગળામાં પાશ નાખી મને લઇ જઇ ભયંકર અગ્નિકુંડમાં નાખવા ઇચ્છે છે. દેવી ! મને બચાવ. ભયંકર યમરાજથી આ દુષ્ટનું રક્ષણુ કર. કહી કૃષ્ણુલાવ બેબાકળો બની સુકન્યાને પગે પડવા દોડયો; પણુ તેને તેમ કરતો અટકાવી સુકન્યા રૂંધાતા કંઠે શાન્તિ આપી કહેવા લાગી:-મારા સ્વામી ! સંસારના મોહને દૂર કરી પ્રભુનું ધ્યાન ધરો. મહાન્ પ્રભુ તમને બચાવશે,

અને એજ યમના દૂતોથી તમારૂં રક્ષણ કરશે. માટે હૃદયને સ્થીર કરો, ને એકાગ્રતાથી તેનું ધ્યાન ધરો.

"હા, હવે એમજ કરૂં છું." સઘળાં કરેલાં કર્મ નજર સમીપ તરી આવે છે. હાય, કેટલાં અઘોર કર્મ !

અરે ! ધિક્કાર છે હુને ! બન્યો પાપી ! બન્યો પાપી,
પિતાના સ્નેહની આંખો મહીં શળી અરે આપી;
પડયો કંગાળ હું મેળે, નજરથી પાપને જોતો,
સળગતા નીચ ખાડામાં, બન્યો પાપી, બન્યો પાપી;
પિતા ! આ પાપથી રક્ષો, શરણુ માગું ક્ષમા બક્ષો,
અરે હું નીચ શું માગું, બન્યો પાપી બન્યો પાપી;

( ગુ. ગ. )

ક્ષમા, દયાળુ પ્રભુ ! મારા અક્ષમ્ય અપરાધની ક્ષમા આપો. સતી ! તારા મુખથી એકવાર બોલ ને આ તારા અભાગી ભર્તારને ક્ષમા આપ, "

" પ્રાણ !" હું ક્ષમા આપવાને યોગ્ય નથી. પ્રભુ ખરા પશ્ચાત્તાપથી તમારાં પાપને પ્રજાળશે ને તમને બચાવશે.

" ધન્ય છે. સતી દેવી; તને ધન્ય છે; ત્હેં મારી સાત પેઢીનો ઉદ્ધાર કર્યો છે."

" પ્રભુ ! હું ધન્યવાદને પાત્ર નથી. કર્તાહર્તા નારાયણ છે; પણ સ્ત્રીઓનો ધર્મ છે કે પોતાના પ્રાણનાથની મન, વચન ને કર્મથી મરણ પર્યંત સેવા કરવી. પતિ એજ પ્રભુ છે, એમ માની તેને દુઃખ થાય એવું કદાપિ કરવું નહિ. તેને સુખે સુખી અને દુઃખે

દુઃખી થવું. સ્વામીને પ્રસન્ન રાખવા સદા પ્રયત્ન કરવા. સ્વામી સીવાય કોઇનું ધ્યાન ધરવું નહિ, અને સદા સર્વદા નાથનું કલ્યાણ ઇચ્છવું એ સતીનો ધર્મ છે.

જે સ્ત્રીયો સદ્‌ગુણી અને ધનવાન પતિને પામી સુખમાં સેવા કરવાને બદલે કદાપી દૈવવશાત સ્વામી નિર્ધન થઈ જાય, અંગે કુરૂપ બની જાય અને કમાવાની શક્તિ રહે નહિ, એવા દુઃખી સમયમાંજ જે બાળા તેના પતિમાં પૂર્ણ શ્રદ્ધા રાખી સુખનો તિરસ્કાર કરી તેના દુઃખમાં ભાગ લે છે અને મહેનત મજુરી કરી શક્તિહિન થયેલા પતિને પાળે છે તે પવિત્ર પ્રેમદા ખરેખર સ્વર્ગનીજ અધિકારી છે. તે તેના સ્વામીના કુટુંબને તેમજ તેની માતુલ પક્ષની સાત પેઢીને તારે છે.

આટલું બોલતાં સુકન્યાનો કંઠ રૂંધાવા લાગ્યો, તેનાં ચક્ષુઓ ચઢી ગયાં. નાડીઓ ખેંચાવા લાગી. તરત તેને સૂવારી દઇ જ્ઞાનચંદ્રે મુખમાં ગંગાજળ રેડયું. પુનઃ પાછું ભરાઇ આવ્યું, અને પાસે બેઠેલા એક ભીલને કહ્યુંઃ—મારી કૌમુદિનીને બોલાવો. તરત ભીલ સરદાર કૌમુદિનીને બોલાવા દોડયો. તે આવે તે પહેલાં સુકન્યાએ સરોજ અને સરલાને પાસે બોલાવ્યાં, ને પોતાને હાથે સરલાનો હાથ સરોજના હાથમાં સોંપતાં કહ્યુંઃ—કુમાર ! આ અમૂલ્ય રત્નનું રક્ષણ કરજે. વૃથા વ્હેમાઇને કોઇ દિવસ તેની પર ક્રોધ કરીશ નહિ. કુમાર! આટલું યાદ રાખજે કેઃ—

“જે સ્થળે સ્ત્રીઓનું સન્માન થાય છે, તે સ્થળે સ્વર્ગ-સુખ મળી આવે છે.”

બેટા સરલા! તું પણ યાદ રાખજે કે પતિ એજ પરમેશ્વર છે. તેના સૂખે સુખી રહેજે, ને દુ:ખમાં ભાગ લેજે. સ્વામીને દુ:ખ લાગે એવું વચન કદાપિ વદીશ નહિ. તેને પ્રસન્ન રાખવાના પ્રયત્ન કરજે; કારણ કે તારૂં કલ્યાણ તારા સ્વામીમાંજ છે કહી સુકન્યા શાન્ત રહી. બન્ને બાળકોએ આશીશ માથે ચઢાવી પ્રણામ કર્યા. બાદ ભીલ સરદારોને પાસે બોલાવી ઉપદેશ કર્યો, ને તેઓને રાજા ચંદ્રશેખરની સેવા કરવાની આજ્ઞા કરી ભીલ લોકોએ અશ્રુપૂર્ણ નયને દેવીની આજ્ઞા માથે ચઢાવી. એટલા સમયમાં કૌમુદિનીને બોલાવી ભીલ સરદાર ત્યાં આવ્યો. કૌમુદિનીની પાછળ ગાંડી કિશોરી પણ અવ્યવસ્થિત વસ્ત્રે દૂરથી આવતી જણાઇ. તે આવી પહોંચે તે પહેલાં તો કૌમુદિનીએ દેવીની દશા જોતાંજ તેના હૃદય ઉપર માથુ નાખી દઇ કલ્પાંત કરી મૂક્યું. સુકન્યા તેને વાંસે હાથ ફેરવી આશ્વાસન આપવા લાગી; એટલામાં તો ગાંડી કિશોરી ત્યાં આવી પહોંચી.

---

## પ્રકરણ ૧૦ મું.

## વૈરની તૃપ્તિ.

જેની આંખ્યો લાલચોળ થઇ ગઇ છે. માથાના વાળ મલીન થઇ છૂટા છવાયા પથરાઇ ગયા છે. શરીર સુકાઇ ગયું છે, એવી કિશોરી ત્યાં આવી; અને ઘણા માણસોને એકઠાં થયેલાં જોઇ ખડ-ખડાટ હસવા લાગી. તે ચારે તરફ જોવા લાગી, એટલામાં સહસા તેની નજર કૃષ્ણલાલ પર પડી. તેને જોતાંજ તેનું હસવું હવામાં

ઉડી ગયું. શાન્ત જણાતી કિશોરી વિકાળ ને ઝનુની જણાવા લાગી. તેણે વિકટ હાસ્ય કર્યું. તેના હાસ્યથી ત્યાં ઉભેલાં સઘળાં કંપી ઉઠયાં. કુન્જે તેની તરફ જોયું. તે તેની પાસે જવા ઉભો થયો. હજી તો કુન્જ તેની પાસે જવાનો વિચાર કરે છે, એટલામાં તો વિકાળ વાઘણની માફક કિશોરીએ દોડી નીચે વદને બેઠેલા કૃષ્ણલાલની છાતીમાં લાત મારી. કૃષ્ણલાલે ઉંચે જોયું. તેણે કિશોરીને જોઇ. તે બોલી ઉઠયો:—કિશોરી !

" હા, કિશોરી ! કેમ ઓળખાણ પડી ? "

' હા, બ્હેન મને ક્ષમા આપ. '

" હા, હમણાંજ આપું છું." કહી કિશોરીએ સાડીમાં છૂપાવી રાખેલી કટાર બહાર કાઢી અને કૃષ્ણલાલના માથાના વાળ પકડી કટાર બતાવતાં પૂછયુ, 'આ કટારને ઓળખે છે કે ?'

"હા, એ મારી કટાર છે. તું સઘળું ભૂલી જા. હું તારી માફી માગું છું. હું તારો ગુન્હેગાર છું."

"મારા ગુન્હેગાર ! તને ક્ષમા મળશેજ નહિ ! જો આ એજ કટાર કે જેનાથી ત્હેં મારા પિતાનો ઘાતકી રીતે અંત આણ્યો હતો. હા, હા, તે સમયે કેવો લોહીનો પ્રવાહ નીકળ્યો હતો ? આ કટાર તે વૃદ્ધના લોહીથી કેવી રંગાઇ હતી ? કહી કિશોરી કટારને ધારી ધારીને જોવા લાગી. અંતે પાછી બોલી ઉઠી:—કૃષ્ણલાલ ત્હેં બ્રહ્મહત્યા કરી મહાન્ પાપ કર્યું છે, આ બ્રાહ્મણ બાળાને ત્હેં અત્યંત સંતાપી છે. કૃષ્ણલાલ ! હું આ સમયે તને પૂછું છું કે તારા પાપનો શું જવાબ આપે છે ? કહી કિશોરીએ તેના વાળ ખેંચ્યા તેને રોકવાનું કોઇ પણ સાહસ કરી શકયા નહિ. કૃષ્ણલાલ

શું જવાબ આપું તેના વિચારમાં પડયો, એટલામાં તો કિશોરીએ એકવાર હાસ્ય કરીને કહ્યું:—"કર્મચંડાળ! તૈયાર થા! જે કટારે ત્હેં બ્રહ્મહત્યા કરી હતી, અને તેને વૃદ્ધના રૂધીરથી રંગી હતી, તેજ કટાર આજે તારી પાસે હું લઇને ઉભી છું. પિશાચ! કેમ આમ નરમ થઇને બેઠો છે? ઉઠ ઉભો થા! આ કિશોરી આજે તારી સમક્ષ ઉભી છે છતાં તું તેની પાસે પ્રેમયાચના કેમ કરતો નથી? હાં, સમજી! તારો કાળ આવી પહોંચ્યો છે, યમરાજ તને લઇ જવાને ઉભા રહ્યા છે. યમરાજ! ઉભા રહો. હું હમણાંજ આ પાપીને તમારા સ્વાધિન કરૂં છું. આમ કહેતી કિશોરી કટારવાળો હાથ ઉંચો કરી પુનઃ બોલી:–આજે આ બ્રહ્મહત્યા કરનારી કટાર પાપીના હૃદયનું લોહી પી તૃપ્ત થાય છે. આજે પાપીને તેના કર્મનું ફળ મળે છે. આજે આ કિશોરી તેની પ્રતિજ્ઞાથી મુક્ત થાય છે, અને જે કટારથી ક્રૂર કૃષ્ણલાલે આ કિશોરીના પિતાનો અંત આણ્યો છે, તેજ કટાર તે નરાધમના હૃદયમાં સ્થાન મેળવી પાપીનું લોહી પીએ છે. યમરાજ! આ કિશોરીનો શતરૂ તમારી પાસે આવે છે, ને આજે ઘણા લાંબા સમયે આ કટારથી આ પાપીનો અંત આણી, કિશોરી તેના વૈરની પૂર્ણાહુતી કરે છે. આમ બોલતાંજ ઉન્મત્ત કિશોરીએ કૃષ્ણલાલના હૃદયમાં તિક્ષણ કટાર ભોંકી દીધી. હા, રામ. હા, સુકન્યા. કહી પાપી પૃથ્વિ પર પડી તરફડવા લાગ્યો. કિશોરી ખડખડાટ હસી નાચવા લાગી. દુષ્ટના હૃદયમાંથી નીકળતા લોહીથી કિશોરી હાથ રંગી મુખપર ચોપડવા લાગી. આવું જોતાંજ કુન્જ તેની નજીક દોડી આવ્યો, ને ભયંકર અવાજે તેનો હાથ પકડી કહેવા લાગ્યો:–કિશોરી! ત્હેં આ શું કર્યું?

પાપીના પાપનું પ્રાયશ્ચિત આપ્યું. પિતાના વૈરીને નર્કનું સ્થાન આપ્યું. 'તું પૂછનાર કોણ છે? શું તારો વિચાર પણ તેની સાથે જવાનો છે?'

"કિશોરી! શું તુ મને ઓળખતી નથી! શું તું મને ભૂલી ગઇ?"

"ના, ના, તને ઓળખું છું. તું...તું આ કૃષ્ણલાલનો મિત્ર એક રાક્ષસ છે." કિશોરી બોલી ઉઠી.

"અરે હુંતો તારો કુન્જવિહારી છું."

"હેં! શું તું મારો કુન્જ! મારા હૃદયનો શાન્તિકુન્જ? આવ, આવ; વ્હાલા આપણે ઘણા દિવસે ભેટીએ! પણ ઉભો રહે, હું તને બરાબર જોઇ લઉં કહી કિશોરી કુન્જની પાસે આવી તેને ધારા ધારીને જોવા લાગી. ઘણીવાર સુધી જોઇ તેના મનમાં કંઇક થઇ આવતાં તે કુન્જને ધક્કો મારા દૂર કરતાં બોલીઃ–તું મારો કુન્જ નહિ! પાપી તું મને ઠગે છે; મારો કુન્જ મારી શોધમાં જંગલે જંગલ ભટકે છે; અને તું તેના જેવું રૂપ લઇ મને ઠગવા આવ્યો છે. જા, જા, હું તને જીવતો જવા દઉં છું. ફરીથી આવું કરીશ ના. હા. કુન્જ, કુન્જ, મારા હૃદયના વિસામા કુન્જ! તમે કયાં છો? કહી કિશોરી આંખે તમ્મર આવવાથી નીચે પડી ગઇ. કુન્જ તેને ઉપાડી સુકન્યાની પાસે લાવ્યો. સુકન્યાને સઘળી વાતની ખબર પડી હતી. તેણે એક ભીલને પેલી ગયળી લાકડી લાવવાની આજ્ઞા કરી. ભીલ સરદાર લાકડી લેવા ગયો. પેલી તરફ કૃષ્ણલાલ લોહીમાં તરબોળ થઇ પડયો હતો. તેને અત્યંત વેદના થતી હતી. તે આમતેમ પાસાં ફેરવતો હતો. તેની નાડીયો તુટતી હતી, પણ

પ્રાણ નીકળતો નહોતો. તરત તેને પણ સુકન્યાની સમિપ લાવી નીચે સૂવાર્યો. તે દયાર્દ્ર નેત્રે સુકન્યાની સામે જોઇ રહ્યો. સુકન્યાએ તેને પ્રભુનું ધ્યાન ધરવાનું ઇશારતથી સમજાવ્યું. સુકન્યાને જો કે અત્યંત વેદના થતી હતી, તેનું ગળું સુકાતું હતું, અને આખું અંગ શીતળ થઇ ગયું હતું છતાં પણ આ પરોપકારી સતી પ્રાણ ટકાવી શકી હતી. લાકડી લેવા ગયેલો ભીલ આવી પહોંચ્યો, ને લાકડીને દેવીના હાથમાં આપી. તેણે લાકડીને હાથમાં પકડી પ્રભુનું સ્મરણ કરી, સૂતાં સૂતાં કિશોરીના શરીર પર સ્પર્શ કર્યો. અલ્પ સમયમાં કિશોરી આળસ મરડી બેઠી થઇને હાથ જોડી સુકન્યાના સન્મુખ ઉભી રહી.

## પ્રકરણ ૧૧ મું.

### "સતીનું સ્વર્ગમાં પ્રયાણ."

કિશોરી ! ત્હેં ઘણુંજ અઘટિત કાર્ય કર્યું છે; ત્હેં અમૂલ્ય માણસના દેહનો નાશ કરી મહાન્ પાપ માથે લીધું છે. બોલવાની શક્તિ નહિ હોવા છતાં મહા પરાણે સુકન્યાએ ઉપર પ્રમાણે કહ્યું.

તેના શબ્દોથી કિશોરી રડતાં રડતાં બોલી: માતા ! ક્ષમા કરો ! પિતાના મૃત્યુથી તેમજ મારી ઉપર ગુજરેલા જુલમથી હું ગાંડી બની ગઈ હતી. માતા ! ક્રોધે અને વૈરે મને આંધળી કરી હતી. અત્યારે

પસ્તાઉં છું. માતા શું કરૂં ?

કિશોરી ! ઈશ્વરી માયા જાળને જાણવા આપણે અસમર્થ છીએ, પણ દુશ્મન ઉપર દયા કરનાર શ્રેષ્ઠ ગણાય છે. પુત્રી ! થયું તે મિથ્યા થનાર નથી. જે આપણો દુશ્મન હોય, અને જેનાથી આપણને ઘણું દુઃખ ભોગવવું પડતું હોય, તેનું પણ બુરૂં નહિ ઇચ્છનાર, તેમજ ઈશ્વર તેને તેના કર્મનું ફળ આપશે, એમ માનનાર સુખી થાય છે. પ્રભુ તેથીજ પ્રસન્ન થાય છે, ને તેના દુશ્મનને દંડ દે છે. પુત્રી ! રડ નહિ, થયું તે થનાર નથી; માટે હવે તું કૃષ્ણુલાલ પાસે જા. તે હવે ફક્ત થોડોજ સમય આ સંસારમાં રહેનાર છે. તેને મીઠાં વચનથી બોલાવી શાન્તિ આપ કે જેથી તેનું મૃત્યુ શાંતિમાં થાય.

માતા ! હવે હું એમજ કરૂં છું. કહી કિશોરી કૃષ્ણુલાલની પાસે બેસી તેના શરીર પર હાથ ફેરવતાં બોલી:–કૃષ્ણુલાલ !

" મરણ કાંઠે પડેલા કૃષ્ણુલાલે આંખ્યો ઉઘાડી કિશોરીના સામે જોઇ બોલવાને માટે મુખ ઉંચું કર્યું, પણ કંઠે પાણીનો શોષ પડવાથી બોલી શકાયું નહિ, આથી તેણે ઈશારતથી પાણી પાવાનું સૂચવ્યું. કિશોરીએ પાણી મંગાવી તેના ગળામાં રેડયું કૃષ્ણુલાલ બળાત્કારે બોલવા લાગ્યો. કિશોરી ! અંબારૂપ કિશોરી ! હું...મહા... પાપી છું. પ્રાણપ્યારા ! તા...રી.. ઉ...પ ..ર...કુ...દષ્ટિ...ક...રી હું...ન...ર...ક...નો...અ...ધિ...કા...રી...થ...યો...છું. ત્હેં... આ...પા...પી...ને...યો...ગ્ય...ફ...ળ...આ...પ્યું...છે. આહ... મને...હ...જા...રો...વિં...છી...ના...દં...શ...ની... વે...દ...ના થા...ય...છે....પા...ણી. કહી કૃષ્ણુલાલ બોલતો બંધ થયો. તેની

આંખ્યો ઉંચે ચઢી ગઇ. હાથ પગ ખેંચાવા લાગ્યા. કિશોરીએ તત્કાળ તેને પાણી પાયું, કે પુનઃ પાછું તેણે બોલવું શરૂ કર્યું. કિ...શો... રી...આ...ધો...ર...પા...પી આ...જે...મ.. ર...ણ...ને...શ... ર...ણુ...થા...ય...છે. બ...બ...હે...ન મ...ર...તાં...પ...હે... લાં...મા...રા...અ...પ...રા...ધ...ની મા...ફી...આ...પ... કૃષ્ણુલાલથી વિશેષ બોલી શકાયું નહિ. તે કિશોરીની સામે આતુરતાથી જોઈ રહ્યો. તેના મનનો ભાવાર્થ સમજી તેના માથે હાથ ફેરવતાં કિશોરીએ કહ્યું:—કૃષ્ણુલાલ! હું તમને ખરા હૃદયથી ક્ષમા આપું છું, ને તમારા શુભને માટે પ્રભુને પ્રાર્થું છું. ભાઇ! હવે સઘળા વિચારોનો ત્યાગ કરો. ને પ્રભુના ચરણનું ધ્યાન ધરો; કારણ કે હવે તમને સહાય કરનાર એજ છે. કૃષ્ણુલાલ! રામકૃષ્ણ કહો. હા... શ...શા...ન્તિ...બ...હે...ન...રા...મ...કૃ...સ...ન...હા...રા... મ...આટલું બોલતાંજ કૃષ્ણુલાલને આંચકી આવી. શરીર શીતળ થઇ ગયું. મૃત્યુના મોતીયા લલાટ પર આવી ગયા, જીભ ટુંકી થઇ ગઇ. સઘળાં રામ કૃષ્ણ નામનો ઉચ્ચાર કરતાં મરનારની મુક્તિ ઇચ્છિવા લાગ્યાં. આખરે બરાબર મધ્ય રાત્રે કૃષ્ણુલાલના દેહમાંથી પ્રાણુ પંખી ઉડી ગયો. દેહ જડવત્ જમીન ઉપર પડી રહ્યો. કૃષ્ણુલાલ ક્રૂર કુટિલ હતો, છતાં તેના દુઃખદાયક મરણથી સઘળાં રૂદન કરવા લાગ્યાં. સુકન્યાની આંખ્યોમાથી પણ અશ્રુપ્રવાહ વહેવા લાગ્યો. આખરે શોકને સમાવી, કૃષ્ણુલાલની મરણુ ક્રિયા કરી, તેના શબને એક પવિત્ર જગાએ સૂવારી સઘળાં સુકન્યાની પાસે આવ્યાં. સુકન્યાની પણ ઘડીયો ગણાતી હતી. તેણે ફરીથી સઘળાંને આશીશ દીધી. ત્યાર બાદ કુન્જ અને કિશોરીને પાસે બોલાવીને કહ્યું. કુન્જ અને કિશોરી!

મારી એક અંતિમ્ ઇચ્છાને માન્ય કરો."

"બ્હેન ! તારી ઇચ્છા સુખેથી જણાવ. અમે બન્ને જણા તારી ઇચ્છાનો સ્વિકાર કરવાને તૈયાર છીએ."

"પ્રભુ તમારો વિજય કરો. મારી ઇચ્છા છે કે, તમે બન્ને જણા લગ્નની સ્નેહ ગાંઠથી જોડાઓ, અને આ સંસારમાં નીતિથી વર્તી ગરીબ અને દુઃખી જનોનું કલ્યાણ કરો."

બ્હેન ! અમે તમારી ઇચ્છા મુજબ વર્તીશું અને દેશનાં દુઃખી જનોનાં દુઃખ દૂર કરવા પ્રયત્ન કરીશું કુન્જે કહ્યું.

"ભાઇ કુન્જ અને કિશોરી ! આવો, આમ મારી પાસે આવો. હું મારા મરતાં પહેલાં તમને સ્નેહ ગાંઠથી જોડી સુખી થાઉં. સુકન્યાનું કહેવું સાંભળી બન્ને જણાં તેની પાસે ગયાં સુકન્યાએ કિશોરીનો હાથ કુન્જના હાથમાં સોંપતાં પુનઃ બોલવું શરૂ કર્યું. માતા પિતા વિનાની પુત્રીને આજે યોગ્ય વર સાથે પરણાવી હું ખુશી થાઉં છું. તમે બન્ને જણાં લાંબા કાળ સુધી આ પૃથ્વિ પર રહો, અને તમારાથી મહાન્ કાર્યો થાઓ. કિશોરી ! કન્યા ધનમાં આપવાને મારી પાસે કાંઇ નથી. હુ તને આશીર્વાદ સિવાય બીજું શું આપી શકું ?

"મા ! મારે કાંઇ જોઈતું નથી, તમારો સ્નેહ છે તે મને અમૂલ્ય ધન સમાનજ છે. કહી કિશોરી રડી પડી. તેને રડતાં અટકાવી સુકન્યાએ કહ્યું, કિશોરી ! રડીશ નહિ. શા માટે ઓછું લાવે છે ? પુત્રી ! લે, હું તને પ્રભુના સત્ય પ્રસાદ રૂપ લાકડી આપું છું ને તેનો તું સદ્ઉપયોગ કરજે એમ ઇચ્છું છું. કલ્યાણ. પ્રભુ તમારૂં કલ્યાણ કરો. કહી સુકન્યાએ કિશોરીને લાકડી આપી કિશોરીએ માથું નમાવી લાકડીને લઇ તેને પ્રણામ કર્યા. બાદ થોડી વારે સુકન્યાને

કંઇક યાદ આવતાં કુન્જ સામે જોઇ પૂછ્યું:–કુન્જ ! પેલી ગરીબડી રમા ક્યાં છે ?

" આ રહી માતા ! કહી અત્યાર સુધી ચુપચુપ બેસી અશ્રુપાત કરતી રમા સુકન્યાની સામે આવી ઉભી રહી. તેના મુખ પર હાથ ફેરવી સુકન્યાએ તેને શીખામણ દીધી. ત્યાર પછી વાતમાંનેવાતમાં તેની સંમતિ લઇ સત્યવતને પાસે બોલાવી કહ્યું:–સત્યવ્રત ! મારી વાત માનીશ ?

" બ્હેન ! આ પ્રાણ છે ત્યાં સુધી આપનું દરેક વચન માનવા હું બંધાયેલો છું. "

" આ નિરાધાર રમાનો સ્વિકાર કરી સુખી થા. "

" આપની આજ્ઞાને આધિન છું "

" પછી રમાનો હાથ સત્યવતને આપતાં સુકન્યાએ કહ્યું:– સત્યવત ! તું ઘણો જ્ઞાની અને નીતિજ્ઞ પુરૂષ છે, છતાં કહું છું કે, વૃક્ષને ઉગતાં જે પ્રમાણે વાળીએ એમ તે વળે છે. આ રમા હજી સંસારથી અજાણ છે. માટે તેને યોગ્ય જ્ઞાન આપી તેનું જીવન પર્યંત રક્ષણ કરી તારો સંસાર સોનાનો બનાવજે.

" દેવી ! હું આપની આજ્ઞા માથે ચઢાવું છું. "

બાદ સુકન્યાએ જ્ઞાનચંદ્ર, સરોજ, સરલા વગેરે યોગ્ય ઉપદેશ આપી, એક એક માણસને પાસે બોલાવી શુભ શીખામણ દીધી. સર્વ બીજા લોકો અત્યંત કલ્પાંત કરવા લાગ્યા. તેમને મહાપરાણે છાના રાખી શાન્ત કર્યા. સઘળું કહેવાનુ કહી સુકન્યાએ જ્ઞાનચંદ્રને કહ્યું:–જ્ઞાનચંદ્ર ! પ્રાતઃકાળ થતાં પહેલાં મારે મરણને શરણ થવું જોઇએ. હજી બે કલાકની વાર છે, તે પહેલાં હું કહું તે પ્રમાણે કરો. જ્ઞાનચંદ્ર ! હું તને મારો પોતાનોજ પુત્ર ગણું છું માટે પુત્ર જેમ માતાની મરણ ક્રિયા કરે એવી રીતે કરવાની હું તને આજ્ઞા કરૂં છું.

"ઓ મારી મા! તમે આ શું બોલો છો! આ પાપીનો નર્કમાંથી ઉદ્ધાર કરનારી માતા! હું તમારો બાળક છું–હું તમારી સઘળી ક્રિયા કરવાને તૈયાર છું-માતા બોલો શું ઇચ્છા છે? જ્ઞાનચંદ્રે રડતાં–રડતાં પૂછ્યું.

"મને પ્રથમ ગંગામાં સ્નાન કરાવો અને પછી ઉત્તમ વસ્ત્ર પહેરાવી ઉપવનમાં ખીલેલાં પુષ્પોની માળાઓ તૈયાર કરી મારા કંઠમાં પહેરાવો. મારા કપાળમાં ભસ્મનું લેપન કરી શિવાલય સન્મુખ પૃથ્વિને પવિત્ર કરી સૂવાડો; ને જ્યાં સુધી આત્મા પ્રયાણ કરી ન જાય ત્યાં સુધી ભગવત્ ભજનની ધુન મચાવો જ્ઞાનચંદ! મૃત્યુ બાદ સ્વામીની ચિતામાંજ મને સુવાડજે ને અમઅને બન્નેને તારે હાથેજ અગ્નિસંસ્કાર કરજે. કહી શ્વાસ ચઢવાથી સુકન્યા બોલતી બંધ થઇ.

તેને આજ્ઞા મુજબ સર્વ કાર્ય કરવામાં આવ્યું, શિવાલયની સમિપમાં પવિત્ર જગાએ, ગંગામાં શુદ્ધ કરેલા સુકન્યાના દેહને ઉત્તમ વસ્ત્રો અને પુષ્પોની માળાથી શણગારી સુવારમાં આવ્યો. સઘળાં કુંડાળું વળી ભગવાનના નામની ધુન મચાવવા લાગ્યાં,

આશરે કલાકેક પ્રભુના નામનું રટણ કરી સુકન્યાએ સર્વને શાન્ત રહેવા ઇશારત કરી. કૌમુદીનીને પાસે બોલાવી કહ્યું:—કૌમુદીની! પેલું ભજન ગા જોઇએ.

જેવી માતાની ઇચ્છા. કહી કોમુદીની અશ્રુપૂર્ણ નયને કોમળ સુરથી ભજન ગાવા લાગી.

ભજન

ચેતનજી ચેતો જુઠી આ દુનીયાની બાજી,
રહ્યો શું તેમાં રાચી માચી. —ચેતનજી...
અજ્ઞાને અંધ થઇ જોયું ન જીવડા,
અંતે તો કાંઇ નથી તારૂં;
હસતાં હે હે કરતાં એ માનવી,

ફાટી જાશેરે તારૂં ડાચું. —ચેતનજી...
મહેલ ચણાયા બાગ બનાયા,
લક્ષ્મીના થોભા તણાયા;
એક દીન અણધાર્યો ઉઠીશ દેહથી,
કોઇ ન જોણેરે કયાં જાયા. —ચેતનજી...
મનમાં આવે તેવું માની લે માનવી,
એળે જગે જનમારો;
"બુદ્ધસાગર" સદા ગુરૂજીના શરણે,
રહીને આતમ ઝટ તારો. —ચેતનજી...

મુનિશ્રી બુદ્ધિસાગરજી.

ભજન પૂરૂં થતાં સઘળાએ પ્રભુની જયગર્જના કરી. મધ્ય રાત્રિ વિતી ગઇ હતી. મોટું પરોઢ થવાને કલાકેકની વાર હતી. પૂર્ણિમાને દિવસ હોવાથી શશી શીતળ કિરણોથી અમૃત વરસાવી સતી સુકન્યાને શાન્તિ આપતો હતો. ભગવાનનું ભજન શ્રવણ કરી થોડીવાર પ્રભુના ધ્યાનમાં ધ્યાનસ્થ થઇ પુનઃ સુકન્યાએ બીજું ભજન કહેવાની ઇશારત કરી, માતાની આજ્ઞાને માન્ય કરી કૌમુદિનીએ બીજું ભજન શરૂ કર્યું.

ભજન

જગમાંહી જેણે મન જીત્યું તે
જીત્યું સર્વ ગણાય..........આ જગ...
સ્વર્ગ તણાં પણ અલભ્ય સુખડાં
તેને તુચ્છ જણાય........આ જગ...

વિષય માંહી મદમસ્ત બની માતંગ જુઓ સપડાય
મધુર નાદના નાદ થકી મૃગ પારધિ હાથે હણાય—આ જગ...
રૂપ પ્રકાશ દીપકનો દેખી પતંગ બાળે કાય
રહે જળમાં પણ રસના સ્વાદે મીન તણો જીવ જાય—આ જગ...

કઠણુ કાષ્ટ છેદી નીસરે પણુ કમળ નહિ છેદાય
પરાગ ગંધે મસ્ત બની અલી ફુલ કળી માંહી ગુંગળાય—આ જગ...
કાદમ્બરી.

ફરીથી સઘળાએ ભગવાનની જયગર્જના પોકારી. ધીમે ધીમે રાત્રિનું સામ્રાજ્ય દૂર થવા લાગ્યું. ચંદ્ર આકાશમાં અદૃશ્ય થવા લાગ્યો. પ્રભાતનો પ્રકાશ ધીમે ધીમે જગત્ પર ફેલાવા લાગ્યો. આવા સમયે સતી સુકન્યાના પ્રાણુના પલાયનનો સમય સમિપ આવી પહોંચ્યો. દેવદૂતો વૈમાન લઇ હાજર થયા. અપ્સરાઓ પુષ્પવૃષ્ટિ કરવા લાગી. સુકન્યાની છેલ્લી ઘડી આવી પહોંચી. તેણે મુખ ઉંચું કર્યું. કોઇ પણુ રૂદન કરશો નહિ એમ ઇશારતથી સમજાવી, પ્રભુનું ધ્યાન ધર્યું. પ્રભુના ચરણુકમળમાં હૃદયને સ્થિર કરી સુકન્યાએ, મુખથી ૐશાન્તિઃ શાન્તિઃ શબ્દનો ઉચ્ચાર કર્યો. તેનો પ્રાણુ નીકળવાનો માર્ગ ખોળવા લાગ્યો. બરાબર સમય થતાં તેમજ સતીના મુખમાંથી નીકળતા રામ, કૃષ્ણુના ઉચ્ચારની સાથેજ બહાર નીકળવાને માટે ફાંફાં મારતો પ્રાણુ બ્રહ્મરંધ્ર ભેદીને બહાર નીકળી અલખ ચઇતન્યમાં મળી ગયો.

સર્વ જણાં પ્રભુ નામનો ઉચ્ચાર કરતાં સુકન્યાના શબને ગંગા કિનારે લાવી, તેને દેહાંજલી દેવાના કાર્યમાં ગુંથાયા.

---

## પ્રકરણ ૧૨ મું.



### "સઘળાનું રત્નનગર જવું."

પ્રભાત થયું હતું. પ્રભુભક્તો વ્હેલા ઉઠી સરિતામાં સ્નાનાર્થે આવ્યા હતા. નંદનવનની પાસે વહેતી પવિત્ર રત્નવતીના કિનારે સુકન્યા અને કૃષ્ણુલાલના શબને સુવાર્યા હતાં. ભીલ લોકો ચીતા તઇયાર કરી રહ્યા હતા. બાકીનાઓ અશ્રુપુર્ણ નયને સતીનાં ચરીત્રની ચર્ચા ચલાવી રહ્યા હતા. જોતજોતામાં ભીલ લોકોએ ચંદન, તુળશી વગેરે

પવિત્ર કાષ્ટની એક મોટી સમચોરસ ચીતા તૈયાર કરી દીધી, તે પછી બન્નેનાં શબને સરિતામાં સ્નાન કરાવી ચીતામાં સુવાર્યાં. સઘળાના શોકનો પાર નહોતો. મહારાજા ચંદ્રશેખરે અગ્નિસંસ્કાર કરવાની જ્ઞાનચંદ્ર ને આજ્ઞા કરી. જ્ઞાનચંદ્ર ઉભો થઇ સ્નાન કરી આવ્યો. ને રડતાં કકળતા હૃદયે તેમજ ધ્રુજતા શરીરે હાથમાં તુળશીના કાષ્ટ સળગાવી ચિતાની પ્રદક્ષિણા કરી અગ્નિસંસ્કાર કર્યો. ચિતાની ઉપર ઘી સીંચવામાં આવ્યું અલ્પ સમયમાં અગ્નિનો ભડકો થયો, ને તેની જ્વાળાએ ચીતાને ચારે તરફથી ઘેરી લીધી. ચીતા ભડભડાટ સળગવા લાગી. હૃદયભેદક દેખાવ દેખાવા લાગ્યો. ત્યાં બેઠેલાં સઘળાં જનો દુ:ખી હૃદયે સ્મશાન વૈરાગ્ય અનુભવવા લાગ્યાં. જ્ઞાનચંદ્ર–કૌમુદીની–સરોજ–સરલા–કુન્જ–કિશોરી વગેરે આંખ્યોમાંથી જળધારા વરસાવતાં, પાષાણ પ્રતિમાઓ સમાન સળગતી ચીતાને જોઇ રહ્યાં હતાં. અગ્નીની ભયંકર જ્વાળાઓએ ચારેક કલાકમાં તો બન્નેનાં શબને બાળીને ભસ્મ કરી નાંખ્યાં, તેમનું નામ નિશાન પણ રહેવા દીધું. નહિ. ફક્ત એક મોટો રાખનો ઢગલો ત્યાં પડયો રહ્યો. સઘળાં ઉભા થઇ ત્યાં પડેલી રાખને કપાળ પર ચોપડી પ્રણામ કરી, સરિતામાં સ્નામ કરવા ગયાં. જ્ઞાનચંદ્ર–કુન્જ અને સરોજે મળી રાખના ઢગલાને સરિતામાં વહેવરાવી દીધો. બાદ સઘળાં મન ખુલ્લાં મૂકી રૂદન કરી હૃદયનો ભાર ઓછો કરી બહાર નીકળ્યાં.

સૂર્ય ભગવાનનો ઉદય કયારનોએ થઇ ગયો હતો. સૃષ્ટિ હતી એ પ્રમાણે જણાતી હતી. પક્ષીયો આમ તેમ ઉડી રહ્યાં હતાં સુકન્યાનાં પાળેલાં હરણો નંદનવનમાં આમતેમ દોડી સુકન્યાને શોધતાં હતાં, જગત એનુંએ હતું. પણ તેમાંથી ફક્ત સુકન્યા અને કૃષ્ણલાલ ચાલ્યાં ગયાં હતાં.

રાજા ચંદ્રશેખરે સઘળા ભીલ લોકોને તેમના કુટુંબકબીલા સાથે રત્નનગર ચાલવાનું કહ્યું. ભીલ લોકો બાળબચ્ચાં, સ્ત્રીઓ સહવર્તમાન રત્નનગર જવા તૈયાર થયાં જે જગાએ સતી સુકન્યાને દાહાંજલી દીધી હતી તે જગાએ રાજા ચંદ્રશેખરે સતીનું સ્મારક મંદિર બંધાવ્યું. સ્મારકમંદીરમાં પ્રવેશવાના દ્વારની ભીંત ઉપર એક આરસપહાણનો પત્થર સતી સુકન્યાના ગુણોનો ટુંક હેવાલ લખીને જડયો, મંદિરમાં શંકરનું સ્થાપન કર્યું સતીના નામ ઉપરથી મદિરનું નામ સુકન્યા શિવાલય રાખ્યું અને અંદર સ્થાપિત કરેલા ભગવાન શંકરનું કૃષ્ણેશ્વરનામાભિમાન રાખવામાં આવ્યું આરસપહાણના પત્થર પર કોતરેલા અક્ષરો આ પ્રમાણે હતાં.

આ પરમ પવિત્ર સ્વર્ગ સમાન નંદનવનમાં સતી સુકન્યા નીવાસ કરતી હતી. સતી દુ:ખીનાં દુ:ખ દૂર કરતી અને નીરંતર પરોપકારમાંજ જીવન વ્યતીત કરતી હતી. આખરે પરોપકારમાંજ તેણે આત્મ વિસર્જન કર્યું હતું પ્રભુ તેના આત્માને શાન્તી આપો.

રત્નનગરના લોકો અને જંગલમાં વસતા ભીલ લોકો એ સ્થાનને અત્યંત પવિત્ર માનતા, કેટલાક તો ત્યાં આવી દર્શન કરીનેજ જમતા અને સતીની બાધાઓ રાખતા.

સર્વ કાર્યથી મુક્ત થઇ રાજા ચંદ્રશેખર સઘળાને લઇ રત્નનગર ગયા. દીવસ પર દીવસ જવા લાગ્યા, બાદ એક દિવસ શુભ મુહુર્ત સાધી સરોજ–સરલા–કુન્જ–કિશોરી–રમા અને સત્યવ્રતનાં યથાવિધિ લગ્ન સમારંભનો દીવસ મુકરર કર્યો.

શુભ મુહુર્તનો દીવસ આવતાં સઘળાં સ્નેહી હૃદયોનું યથાવિધિ લગ્ન કરવામાં આંવ્યું. આનંદ આનંદ થઇ રહયો. રત્નનગરને પૂર્ણ ઠાઠમાઠથી શણુગારવામાં આવ્યું. દરેક ગ્રહે આસોપાલવનાં તોરણો

બાંધવામાં આવ્યાં. ગરીબ ગરબાને મિષ્ટાન્ન મળવા લાગ્યાં લગ્નથી જોડાયલાં વરકન્યાનાં જોડાંએ વૃદ્ધ વડીલજનોને પ્રણામ કર્યા, સરલા, તેની માતા ઈંદુમતીને પગે પડી. માતાએ આશીશ દીધી.

બીજે દિવસે મોટો દરબાર ભરવામાં આવ્યો. સરદારો—સામંતો અને અન્ય નાગરિકો સહવર્તમાન મહારાજા ચંદ્રશેખર રત્નજડીત સિંહાસન ઉપર બીરાજમાન થયા. સરોજ—કુન્જ—જ્ઞાનચંદ્ર સત્યવ્રત અને બીજા ભીલ સરદારો મહારાજાની જમણી બાજુના આસને બેઠા વારાંગનાના નાચ ગાયનનો જલસો ચાલવા લાગયો. મધ્યાન્હ થતાં નાચગાન બંધ થયું. મહારાજાએ પોતાના સરદારોને જેને જેમ ઘટે એમ પદવીઓ આપી ખુશ કર્યા. કુન્જને નગરશેઠના પદે નિર્માણ કરી "રત્નનગરનું રત્ન" એ નામનો સુવર્ણ ચાંદ અર્પણ કર્યો. જ્ઞાનચંદ્ર સેનાપતિ થયો, સત્યવ્રતને મહારાજાએ એક સારી જાગીર વંશપરંપરાને માટે કાઢી આપી. સર્વને આનંદ થયો. રાત પડી. દરબાર વિસર્જન થયો. નવીન જોડાં આનંદયુક્ત વાર્તાલાપ કરતાં પાતપોતાને સ્થાનપ્રાત પ્રયાણ કરી ગયાં.

---

## ઉપસંહાર.



કુન્જ—કિશોરી, સરોજ—સરલા, જ્ઞાનચંદ્ર અને કૌમુદીની વગેરે આનંદથી કાળ નિર્ગમન કરી સતી સુકન્યાના ઉપદેશાનુસાર દુઃખીનાં દુઃખ દૂર કરવાનાં પ્રયત્નો કરવા લાગ્યાં.

ઘણા લાંબા સમયે એક દીવસની સુશોભિત પૂર્ણિમાની ચન્દ્રિકામાં સતી સુકન્યાના સ્મારક મંદિરના વિશાળ ચોગાનમાં સર્વ મંડળ એકઠું થયું હતું, સતીના પરલોક પ્રયાણને પાંચ વર્ષ થઇ

ગયાં હતાં. એ આનંદકારક સ્થાનમાં સતીના દર્શનાર્થે સઘળાં આવ્યાં હતાં, કૃષ્ણેશ્વર મહાદેવનું પૂજન કરી સઘળાં ઘુંટણીએ પડી પ્રભુની પ્રાર્થના કરવા લાગ્યાં જ્ઞાનચંદ્ર–કામુદીની– કુન્જ–કિશોરી, સુકન્યાને યાદ કરી અશ્રુ વિસર્જન કરવા લાગ્યાં. અંતે સર્વ જણાંએ સતીનું શુભ ઇચ્છી તેનો જયધ્વનિ કર્યો. તે દિવસે અનેક દુઃખી દરિદ્રી જનોને સંતોષ પમાડી બધાં રત્નનગર આવ્યાં. અને સતીની આશીશથી સુખમાં દિવસ ગુજારવા લાગ્યાં.

પ્રિય પાઠકો ! તમે પણ સદા સર્વદા આપણા દુઃખી બંધુઓનાં દુઃખ દૂર કરવાને તન મન અને ધનનો વ્યય કરી પરોપકારી થજો. અંતે કહેવાનું એટલુંજ છે કેઃ—

" આ ભરતભૂમિમાં અનેક દિન દુઃખી જનો નિવાસ કરે છે. તેમનાં દુઃખ દૂર કરવાને પરોપકારી નરરત્નો ઉત્પન્ન થાઓ. સતી સુકન્યા સમાન સદ્ગુણી નીતિજ્ઞ અને ગરીબોની દાઝ જાણનારી ગૃહનારીઓ દરેકના ગૃહમાં નિવાસ કરી આ ભરતભૂમિમાં ઉત્કર્ષ કરી તેમનાં યશોગાન ચારે દિશાએ વર્તાવો! એજ અમારી શુભેચ્છા છે.

ॐ शान्तिः शान्तिः

